શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળા. પુસ્તક ૧૨ મું.

# મહમ્મદ પયગમ્બર.

—અનુવાદક—

રામલાલ ચુનીલાલ મોદી.

સુરત.

પ્રકાશક.-

અંબાઈદાસ બાબરભાઈ પટેલ.
ઠે. સાહિત્યકુંજ ગ્રંથમાળા
આશ્રમ-નડીઆદ.

મુદ્રકઃ-

શા. હરજીવનદાસ અમરસી.
ધી શારદા વિજય પ્રી. પ્રેસ.
અમદાવાદી બજાર-નડીઆદ.

ઇ સ. ૧૯૨૫. સંવત ૧૯૮૧

મૂલ્ય ગ્લેઝ આવૃત્તિ બાર આના.
" રેફ આવૃત્તિ દસ આના.

વાંચો.　　　આજેજ ગ્રાહક થાઓ.　　　વાંચો.

# ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરનું અંગ્રેજી ગુજરાતી

# ત્રિમાસિક. ૧૨૩૩૧

જેમા જાણીતા લેખકોની કલમથી આર્થિક વેપારી અને ઔદ્યોગિક વિષયો ઉપર લેખો આપવામાં આવે છે. અને તે ઉપરાંત દેશ પરદેશના વેપાર ઉદ્યોગને લગતી છેલ્લામા છેલ્લી ખબરો આપવામા આવે છે. લવાજમના દર નીચે મુજબ છે —

| | | | |
|---|---|---|---|
| વાર્ષિક લવાજમ | મુમ્બાઈ | રૂા. | ૩-૮-૦ |
| ,, ,, | હિંદુસ્તાન | રૂા | ૪-૦-૦ |
| ,, ,, | પરદેશ | રૂા. | ૪-૮-૦ |
| છુટક નકલ રોકડેથી | | રૂા. | ૧-૦ ૦ |
| ,, ,, | વી. પી થી | રૂા | ૧-૪-૦ |

વળી આ ત્રિમાસિક હિન્દુસ્તાન તેમજ દેશાવરની વેપારી કોમમા બહોળો ફેલાવો પામેલું હોવાથી

જાહેર ખબર આપવાનું ઉત્તમ સાધન છે.

—.જાહેર ખબરના ભાવ નીચે મુજબ છે —

| | ૩ માસ | ૬ માસ | બાર માસ |
|---|---|---|---|
| આખુ પાનુ | રૂા. ૩૫) | ૬૦) | ૯૦) |
| અર્ધુ પાનુ | રૂા. ૨૦) | ૩૫) | ૫૫) |
| પા પાનુ | રૂા. ૧૨) | ૨૦) | ૩૫) |

ત્રિમાસિકની અંદરના વાંચન ભાગની વચમાં જાહેર ખબર માટે ૨૫) વધારે પુઠાં ઉપરની જાહેરાત માટે ખાસ ભાવ

વધારે વિગત માટે લખો —　　　સેક્રેટરી,

ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર.

૨૦, બેંકસ્ટ્રીટ કોટ, મુંબાઇ.

# પ્રાસ્તાવિક



ભિન્નભિન્ન જાતિ અને ધર્મના માનનારામા ભિન્નના હોવા છતાં જો તેઓ એક બીજાની સસ્થા અને ભાવનાઓ તરફ માનની દ્રષ્ટિએ જોતાં શીખી લે, તો બહુ વિવાદ, કલહ કકાસ અને દ્રેષ દૂર થઈ જાય હિંદુ મુસલમાન ઐકતાના આ યુગમાં હિંદુઓની એ ફરજ છે કે તેમણે પોતાના મુસલમાન દેશબંધુઓના ધર્મ, સિદ્ધાંત વગેરે જાણી લે. ઈસ્લામીઓને પોતાના ધર્મના પયગબર સાહેબનું જીવનચરિત્ર વાંચવું તેટલુજ જરૂરી છે એ વિચારીને આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે અને અમને ઉમેદ છે કે હિંદની બે આંખ સમાન આ બે ભાઇબંધ કોમમા હાલમાં ચાલતો વિખવાદ મટીને એખલાસનો વધારો થાય અને દેશની અધોગતિ દૂર થાય.

વેણીલાલ પટેલ.



# નિવેદન.



**કદરદાન ગ્રાહકોને,**

શ્રી જગતપિતા પ્રભુની પૂર્ણ કૃપાએ તેમજ કદરદાન ગ્રાહકોની મમતા ભરેલી કૃપાએ 'પ્રફુલ્લ નાટક' માં જણાવ્યા મુજબ અમે આપની સેવામાં રજુ થઇએ છીએ. હવે પછીનું ચાલુ સાલના પહેલા પુસ્તક તરીકે લગ્ન કે જીંદગીની જેલ ? નું પુસ્તક બહાર પડશે અને તે અમારા નિયમ મુજબ ગ્રાહકો ઉપર આવતા એટલે ત્રીજા વરસના લવાજમને પેટે વી. પી. થી મોકલવામાં આવશે. જેમણે ગ્રાહક રહેવા ઇચ્છા નહિ હોય, તેમણે તરતજ જવાબ વાળવો કે જેથી સાદા બુક પોસ્ટથી મોકલવામાં આવે. જવાબ નહિ મળે તે દરેક ગ્રાહકબંધુ તરફ વી. પી. થી પુસ્તક રવાના થશે. અને અમને આશા છે કે ભારે ખોટમાં કામ કરતી આ સંસ્થાને કોઇ વી. પી. રિફ્યુઝ કરી વધારે નુકશાનમાં ઉતારવાનું પસંદ તો નહિજ કરે.

અમારા કદરદાન ગ્રાહકો જોઇ શકયા હશે કે મોડા કે વહેલા જ્યારે અમે જાહેર કરેલાં પુસ્તકો પ્રકટ કરી રહ્યા ત્યારેજ નવા લવાજમની માગણી કરી છે અને અમને ઉમેદ છે કે અમારા દરેકદરેક ગ્રાહક ગ્રાહક તરીકે ચાલુ રહેવાની મહેરબાની બતાવશે.

**નવી યોજના.**

સાહિત્ય કુંજ ગ્રંથમાળાને આથી વધારે સુંદર સ્વરૂપમાં અને સારી રીતે બહાર પાડવા અમે વિચાર ચલાવી રહ્યા છીએ.

પણ સૌથી મોટી વાત એ કે એ સંબંધી ગ્રાહકોએ પણ થોડી થોડી મદદ કરવાની જરૂર છે. જો દરેક ગ્રાહક પાંચ પાંચ ગ્રાહક વધારી આપવાનુ માથે લે તેમ અમારા ચાલુ ગ્રાહકો પાસેથી ચાલુ આવૃત્તિનુ રૂ ૨-૮-૦ અને ઉંચી આવૃત્તિના રૂ ૩-૮-૦ લવાજમ લેવામાં આવશે નવીન થનાર ગ્રાહકો પાસેથી ચાલુ આવૃત્તિના રૂા. ૩-૦-૦ અને ઉંચી આવૃતિના રૂા. ૪-૦-૦ લેવાશે.

આ લવાજમમાં

(૧) ૧૫૦૦ પુંષ્ટનુ વાંચન આપવું.

(૨) પુસ્તકોમા કાગળ પુઠા વગેરેમાં સુધારો કરવો કાગળ સારા મજબુત વાપરવા અને પુઠા વધારે સારા ટકાઉ અને દેખાવડા કરવા.

આશા છે કે અમારા ચાલુ ગ્રાહકો અને વાંચકો ગ્રાહક તરીક નામ નોંધાવનારા દરેક ગ્રાહક ઓછામા ઓછા પાચ ગ્રાહક કરી મોકલશે આ યોજનાનો કેટલાક ગ્રાહકોને લાભ ટુંક મુદત માટે છે. પાછળથી થનાર ગ્રાહકોને આઠ આઠ આના વધારે આપવા પડશે.

## છેલ્લુ પુસ્તક વી. પી નું કારણ

અમારી ગ્રંથમાળાના નિયમ મુજબ અમો હમેશા છેલ્લુજ પુસ્તક વી પી. થી મોકલાવી આપીએ છીએ તેજ મુજબ લગ્ન કે જીંદગીની જેલ ? વી પી. થી મોકલાવીશુ કેટલાક ગ્રાહકો કહે છે કે છેલ્લુ પુસ્તક કેમ વી. પી. કરો છો તેનુ કારણ માત્ર એટલુજ રહે છે કે ત્રીજા વર્ષે અમુક ગ્રાહકો સ્થાયી રહે તેટલીજ

નકલો અમારે પુસ્તકોની છાપવી એવો ઇરાદો રાખ્યો છે. અને તે કારણેજ અમોએ આ સ્કીમ પસંદ કરી છે આશા છે કે અમારા માનવના ગ્રાહકો અમારી યોજનાને જરૂર વધાવી લેશે.

કેટલાક ગ્રાહકોને ધીરજનાં કાવ્યો, બેગમ કે બલા ? અને ગૌરીની નકલો ખુટી જવાથી મોકલી શકયા નથી. તેવા દરેક ગ્રાહકને નવા વરસના લવાજમમા પાનાના ફાળે આવતુ લવાજમ ગણીનેજ વી. પી. કરવામા આવશે.

નિયમિતતા,

આવતા વરસે ગ્રંથમાળા બહુજ નિયમ પુરસ્સર ચાલશે તે બદલ અમોએ અત્યાર આગમચથીજ તૈયારીઓ કરી દીધી છે. ત્રીજા વરસનુ પ્રથમ પુસ્તક લખાઇ તૈયાર થઇ જવા આવ્યુ છે તેમ ત્યારપછીનાયે પુસ્તકો બહુજ ત્વરાએ કાળજીપૂર્વક પ્રકટ કરવામાં આવશે એટલે અમારા ગ્રાહકોને ત્રીજા વરસના પુસ્તકોના ઉઘરાણી બદલ એક કાગળ પણ લખવાની જરૂર રહેશે નહિ. એટલે આવતા વરસની નિયમિતતા બદલ અમો પુરેપુરી તૈયારી કરીનેજ આ વરસનુ છેલ્લુ પુસ્તક આપને વી. પી થી મોકલવાની ઉમેદ રાખીએ છીએ

મારા સ્નેહી શ્રી માણેકલાલ હરજીવનદાસ શાહ અને એક ઇસ્લામી સુપ્રસિદ્ધ લેખક આ બન્ને ભાઇઓએ આ પુસ્તકના પ્રુફસ જોવામા બને તેટલી સ્હાય કીધી છે. તદ્ ઉપરાંત ભાઇ મલીક આ પુસ્તકમા કેટલીક જગ્યાએ ઇસ્લામી બધુઓને કચીકર શબ્દો થઇ પડ તેવી ભલામણો કરી તે બાબતે તેમણે બનતી સુચનાઓ કરેલી એટલે આ પુસ્તકને બહુજ સુંદર સ્વરૂપમા રજુ

કરી શકયા હોઇએ તો તે ભાઇ મલીક અને શ્રી માણેકલાલભાઇ-નીજ નિસ્વાર્થ વૃત્તિને આભારી છે, જેથી આ બન્ને બન્ધુઓનો હું પૂર્ણ આભારી છુ.

લેખકોને,

ગ્રંથમાળાના પુસ્તકોના લખનાર શ્રી વેણીલાલ રંગીલદાસ પટેલ, શ્રી કવિ ધીરજભાઇ, શ્રી બાલકૃષ્ણ ચુનીલાલ જોશી (જ્યોતિ) શ્રી નટવરલાલ વીમાવાળા, શ્રી રામલાલ ચુનીલાલ મોદી એ સર્વેનો આ સંસ્થા પ્રતિનો સહકાર માટે હુ તેમનો ઋણી છું અને મને ભવિષ્યમાં પણ તેવીજ રીતે મદદ કરતા રહેશે એમ આશા રાખુ છું અને ફરીથી જાહેર આભાર માનવાની ફરજ સમજુ છું કે આ ભાઇઓએ માળાના પુસ્તકો લખી આપવાને નિઃસ્વાર્થ પણ ઉત્તમોત્તમ સેવા બજાવી છે.

---

સ્થપાયું { **સાહિત્યકુંજ ગ્રંથમાળા** { સં. ૧૯૭૭ / ઈ.સ. ૧૯૨૦

**આશ્રમ—નડીઆદ.**

**ઉદ્દેશ** જુદી જુદી કોમ વચ્ચે એકતાનો પ્રચાર કરવા અને ટકાવી રાખવા બધી કોમને એક સરખી રીતે ઉપયોગી થઇ પડે તેવી જાતનુ વાંચન સસ્તામા સસ્તી કિંમતે બહાર પાડવું.

**પુસ્તકો** રાષ્ટ્રીય, રાજકિય, સાંસારિક, ધાર્મિક, ઐતિહાસિક, ડિટેક્ટીવ, સ્ત્રીઉપયોગી ઇ વિષયો ઉપર નવલકથા નાટકો, કાવ્યો, જીવનચરિત્રો, વાર્તાઓના પુસ્તકો માની, સરળ, સુંદર અને સચોટ ભાષામા જોરદાર શૈલીમાં લખાયલા હોય છે.

**લોકમત** દેશનાયકો, વિદ્વાનો, રાજામહારાજાઓ, વર્તમાનપત્રો, માસિકો, લેખકો, કવિઓ અને સખ્યાબધ વાચકોએ ગ્રથમાળાની અને પુસ્તકોની મુક્ત કંઠે પ્રશસા કરી છે.

**નિમંત્રણ** આશ્રમના માર્ગને એકવાર જોવા માટે ગ્રથમાળાના તેમજ બાણાવળી અઠવાડીકના ગ્રાહક થવા, પુસ્તકો અને અઠવાડિકમા જાહેરાત આપવા ખાસ ભલામણ છે. આ સેવાધર્મ બજાવતાં આશ્રમને સખ્ત નુકશાન ખમવું પડયુ છે તમો ગ્રાહક થઇ અને કરી આપી તેમજ બીજી રીતે બનતી દરેક મદદ કરી કરવા પુણ્ય સચય કરશો ?

ઑન તત્રી
**વેણીલાલ પટેલ**
વિઠ્ઠલભુવન, હરીપુરા
સુરત. ન. ૧૭

મત્રી,
**અંબાઇદાસ બાબરભાઇ પટેલ**
**રામોલકર.**
નડીઆદ

# આ પાનું દરેક જણે વાંચવું.

(૧) આ પુસ્તક પછીનું લગ્ન કે જીદગીની જેલ ? તુરતજ વી. પી. થી રવાના થશે ગ્રાહક નહી રહેનારે વખતસર લખી જણાવવું એટલે બુક પોસ્ટથી મોકલીશું.

(૨) આવતા વરસે લવાજમમાં વધારો થશે પૃષ્ટો ૧૨૦૦ ને બદલે ૧૫૦૦, પુઠા અને કાગળો ઘણા સરસ વપરાશે. ચાલુ ગ્રાહકો માટે કંઈપણ વધારે લવાજમ લેવાનું નથી.

(૩) જવાબ માટે હમેશાં રીપ્લાઇ કાર્ડ લખવો એટલે તુરતજ ઉત્તર મળવામાં ઢીલ થાય નહી. વધુ પોતાનો ગ્રાહક નંબર લખવાને ભુલવું નહિ

(૪) ગ્રંથમાળાને આ વરસે પણ હજાર પંદરસો રૂપીઆની નુકશાની વેઠવી પડી છે. આપ ગ્રાહક કાયમ રહેવા ઉપરાંત પાંચ પાંચ તો ગ્રાહક જરૂર મોકલશોજ.

(૫) નવા વરસના પુસ્તકો બબ્બે માસના અંતરે નિયમીત પ્રકટ થશે. એટલે આ વરસના જેવી મુદત લેવાશે નહી તેની દરેક ગ્રાહકે ખાત્રી રાખવી.

(૬) માળા પ્રતિ નિચ હુમલાઓ કરનારની અવગી શિખામણથી હમેશાં ચેતીને રહેવું અને તમારી જે મમતા ભરી માયાળુ લાગણી ગ્રંથમાળા માટે છે તેથીયે વિશેષ રાખવા અમારી આપ સર્વે ગ્રાહકો વાંચકોને ભલામણ છે

(૭) આવતા વરસના પુસ્તકોની ચુંટણીની જા. ખ. આ સાથે આપેલી છે. આ વરસથીયે આવતા વરસમાં અવર્ણનિય કીંમતી ગ્રંથો અમો આપની સેવામાં રજુ કરીશું.

(૮) પ્રથમ વરસના શેટ ખલાસ થયા છે માત્ર નૂરજહાં અને નવવઘુલરીનીજ થોડી નકલ વધેલી છે.

# ગ્રંથમાળાના ૩ જા વરસના ગ્રંથો
# ચાલુ ગ્રાહકોનેજ માત્ર.

—અઢી રૂપીઆમાં

બારસો પાનાનું વાંચન—

**(૧) તારણહારઃ—**

ફ્રાંસના જગવિખ્યાત લેખક આનાતોલ ફ્રાંસની એક રસિક નવલકથા.

**(૨) કપિંજલાઃ—**

જર્મન કવિ શિલરનું એક સુંદર નાટક.

**(૩) અઢારમી સદીનું ફ્રાંસઃ—**

અથવા એ રાજ્યક્રાંતિનો યુગ વિકટર હ્યુગોની પ્રજા જીવનમાં નવચેતન રેડતી અપૂર્વ નવલકથા.

**(૪) કેટલીક વાતોઃ—**

દુનિયાના જાણીના લેખકોની રસભરી વાર્તાઓ.

**(૫) દોરંગી દુનિયાંઃ—**

બંગાળાના સુપ્રસિદ્ધ નવલકથાકાર ચારૂચંદ્ર વંદોપાધ્યાયની હિંદુ સંસારનો ચિતાર રજુ કરતી નવલકથા.

# સાહિત્ય કુંજ ગ્રંથમાળા.

| અમારાં પુસ્તકો. | અમારા લેખકો. |
|---|---|
| મહારૂણ. | અંબાઇદાસ રામોલકર |
| ગુલબહાર. | ભીખાભાઇ પુ. ગોધરાકર. |
| સીતા વનવાસ. | વેણીલાલ આર. પટેલ. |
| પૂર્ણિમા. | મોતીલાલ કાળીદાસ પટેલ. |
| દેશબંધુ દાસ. | નાગરદાસ ઈ. પટેલ. |
| નૂરજહાં. | કવિશ્રી ધીરજ. |
| નવવલ્લરી. | બાલકૃષ્ણ ચુનીલાલ જોશી. ( જ્યોતિ ) |
| ધીરજનાં કાવ્યો. | વીમાવાળા બ્રધર્સ. |
| બેગમ કે બલા ? | રામલાલ ચુનીલાલ કણીયા. |
| ગૌરી. | |
| પ્રફુલ્લ નાટક. | |
| મહમ્મદ પયગંબર. | |
| લગ્ન કે જીંદગીની જેલ? | |

**અઢી રૂપીઆમાં બારસો પાનાનું વાંચન.**

સાહિત્ય કુંજ ગ્રંથમાળા.
નડીઆદ. (ગુજરાત)

ૐ શ્રી.

# "અમુલ્ય લાભ"

## "નસીબ સુધારવાનું અમુલ્ય દૈવી સાધન."

શ્રી ષષ્ટીદેવી, વિધાત્રાદેવી, છઠ્ઠીના લેખ લખનાર દેવીનો પાઠ હરરોજ કરવાથી, સાંભળવાથી, ઉપાસના કરવાથી પુત્રની ઇચ્છાવાળાને પુત્રની, સ્ત્રીની ઇચ્છાવાળાને સ્ત્રીની, દ્રવ્યની ઇચ્છાવાળાને દ્રવ્યની પ્રાપ્તી થાય છે. પાઠ નાનો છે પણ અમુલ્ય ફળદાતા છે. બાળકો માંદા રહેતા હોય; સંતાનમાં પુત્રીજ હોય, ફક્ત એકજ સંતાન થઇ મરણ પામ્યા પછી કંઇ ના હોય, ગર્ભ રહી ટકી શકતો ન હોય, વિગેરે શરીરનાં દુઃખો માટે આ પાઠ દૈવી અસર કરે છે. સર્વને ઉપયોગી છે.

ફક્ત રૂ. ૧–૪–૦ સવા રૂપીયો મનીઓર્ડરથી મોકલનારને અથવા વી. પી. થી મંગાવનારને પાઠ મોકલી આપવામાં આવશે. પાઠ મંગાવી, વાંચી, ખાત્રી કરી જુઓ. અંતરનો ખુલાસો ખુલાસાવાર પત્ર લખવાથી વિધી સાથે આપવામાં આવશે. પત્ર વહેવાર નીચેના સરનામે કરવો.

# મહમંદ પેગમ્બર.

## પ્રકરણ ૧ લું.

### અરબસ્તાન અને આરબો.



કૃતિનું ભયાનક લીલાક્ષેત્ર તેજ અરબસ્તાન! ચારે દિશાઓમાં ધગધગ ધગતી અનંત રેતી જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી દ્રષ્ટિગોચર થતી હતી. અને વચમાં વચમાં રેતીઓના મોટા પહાડો જાણે પવનમાં એક પ્રદેશમાંથી ઉડતા હોય નહિ એવું દેખાતું ભિષણ દ્રશ્ય! ઉપર અનંત આકાશ અને નીચે જુઓ તો દિગંત વ્યાપી મરુભૂમિની રસહીનતા, અને ઉજ્જડ પ્રદેશમાં નજર પડતાં ક્વચીત્ ક્વચીત્ ખજુરીનાં વૃક્ષો! તે ઉપરાંત પેલા ગભરાયલા, તરસ્યા તથા ચિંતાતુર મુસાફરોનાં દ્રશ્યો! મહિનાઓના મહિનાઓ અને સદીઓ પર સદીઓ આમ વીતી જતી અને એજ દ્રષ્ય તેમજ એજ અનંત રેતીના ડુંગરોનાં આકાશમાં તાંડવ નૃત્યો, અને એ તાંડવ નૃત્યોમાંએ એજ હાહાકાર હયમચી રહેતો.

શુષ્ક, ગાઢ, નિરસ, રૂક્ષ અને લીલોતરીહીન પ્રદેશ, કેવળ અનંત અસીમ રેતીનો પ્રદેશ તેજ અરબસ્તાન! આવા અરબસ્તાનમાં ત્રણ જાતના લોક રહેતા હતા. એક જાતિ તે નગરોમાં

નિવાસ કરનારી અને આફ્રિકા, ઇરાન તેમજ હિંદ સાથે વેપાર કરનારી જાતિ ! બીજી જાતિ ઉંટ મારફતે મીસર, પેલેસ્ટાઇન, સીરીઆ વગેરે પ્રદેશોમાં વેપારને લગતી વસ્તુઓ પહોચાડનારી કોમ. અને ત્રીજી પ્રજા ઉંટ, ઘોડા, બકરાઓ લઇ જગ્યાએ જગ્યાએ રખડનારી જાતિ. આ ત્રીજા પ્રકારની જાતિના લોક ઘરબાર વિનાના તેમજ જીવનથી મૃત્યુ સુધીનાં પ્રવાસી હતાં. દશ દિવસ અહીં અને દશ દિવસ તહીં એમ જંગલ જંગલ ઘુમતાં. તેઓ ' બેદૂઇન ' ( બદુ ) કહેવાતા.

આ ચિરપ્રવાસી બેદૂઈન જાતિ અરબસ્તાનની મુખ્ય નિવાસી છે. એ સ્વાતંત્ર્યપ્રિય બેદૂઇનો જેમ સૈકાઓ પહેલાં આ શાસન-હિન અનંત રેતીપૂર્ણ પ્રદેશમા ઘૂમતા, તેમ આજેય ઘૂમે છે. એ લોકો કહે છે, કે " પરમાત્માએ અમને મુકુટને સ્થાને ફેંટા, કિલ્લાને સ્થાને તલવાર, ઘરને સ્થાને વસ્ત્ર અને કાયદાને સ્થાને કવિતા અર્પી છે. " એ લોક કોઈની હકુમત સ્વીકારતા નથી—માને છે, સ્વતંત્ર પક્ષીની પેઠે અનંત આકાશની નીચે ઘૂમવાનું ! અને માને છે, બીજા બીજા ટોળીઓ સામે ઈર્ષા-દ્વેષની આગ જલાવી લોહીની ધારા વહાવવાનું ! વર્ષના ચાર માસને પવિત્ર માની યુદ્ધમાંથી હાથ ખેંચી લે છે. અને એ ચતુર્માસ સુધી હથીઆરોની ધારોને બુઠ્ઠી કરે છે. એ ચતુર્માસમાં જો કોઇ પિતૃઘાતક દુશ્મન પણ સામે આવતો તોએ અભણ આરબ જાત તેનો વાળ સરખોએ વાંકો નજ કરતી ! એ આ અશિક્ષીત કોમની સંસ્કૃતિ નહિતો બીજું શું ?

અરબસ્તાનમાં જેમ કાયદાની હકુમત નહોતી, તે પ્રમાણે

સામાજીક શાસન પણ ન હતુ. એક સાધારણ વિચાર સ્ફુરતાં એક સખસ દશદશ વિસવિસ સ્ત્રીઓ સાથે લગ્ન કરી લેતો-શકતો. અને થોડીજ મુશ્કેલીયા તેનો ત્યાગ કરી શકતો. બાળકીનો જન્મ થતાં તેને અમંગળ માની દાટી દેવામાં આવતી એ લોકોની આજીવિકાનો આધાર વિશેષતઃ ચોરી પર હતો. વિદેશ તરફના કોઇ વેપારીને કંઇ માલ સાથે આવતો જોઇ તેઓ તેના પર તૂટી પડતા, અને તેને લૂંટી લઈ ભાગી જતા. એમ છતાંએ એ જાતિની અતિથી સત્કારની પ્રથાની પ્રશંસા કર્યા વિના નથી રહી શકાતું ! તરસ્યા, ગભરાયલા અને આશ્રય વિનાના મુસાફરોને આરામ તેમજ મદદ આપવા માટે તો તેઓ કેટલીક વખત અંદર અંદર લઢી મરતાં; અને એવોએ પ્રસંગ આવી જતો કે તલવારો ખેંચાતી! રાતના રસ્તો ભૂલેલા મુસાફરોને પોતાના આશ્રયમાં બોલાવવા માટે એ લોક ઉંચા ઝાડોના પાદડાંઓને આગ લગાડતાં. જો એક વાર એમની સાથે ભોજન લીધું, તો પછી તે મુસાફરને કોઇપણ દુશ્મનનો ડર ભાગ્યેજ રહેતો, એનો વાંકો વાળ ન થતો !

અનંત રેતીના સમુદ્રમાં નિવાસ કરનાર આ આરબો પ્રાતઃકાળમાં સૂર્યોદયના દર્શન કરતાં ઘણુંજ મોહીત થઈ જતાં. પ્રાતઃસૂર્યનાં તિક્ષ્ણ કિરણોમાંથી વરસતી અગ્નિ જ્વાલાનો અનુભવ કરી એ લોક એમાં કોઈ અનંત દૈવી શક્તિનો અનુભવ કરતા. અને સૂર્ય અસ્ત થતાં ધીમે કદમે નજીક આવતી નિશાના અંધકારમાં અસંખ્ય નક્ષત્રો તેમ તારાગણોનો ચમકાર જોઈ તેઓ આશ્ચર્યથી થંભી જતાં, અને ભય, ભકિત તથા આશ્ચર્યની મિશ્ર લાગણીઓ સાથે હસ્ત યુગલ ઉંચા કરી, ધુંટણીએ પડી પ્રાર્થના

કરવા મંડી પડતાં! નિર્મળ આકાશમાં જેમજેમ ચંદ્રોદય થતો જતો તેમતેમ હાહાકાર કરતી મરૂભૂમિ પર અમૃતની વર્ષાહેલી થતી. અને તે સમયે તે અતૂલ સૃષ્ટિસૌંદર્યથી મોહિત થઇ તે અજ્ઞ્ય આરબ નિવાસીઓ તેનું પૂજન કરતાં.

એ ઉપરાંત શાંત રાત્રિનાં શાંત પહોરોમાં લાખો નક્ષત્રોનું હલનચલન, શૂન્ય આકાશમાં મેઘમંડળ ઘેરાતાં વર્ષાનું વરસવું, નાના સરખા બીજમાથી વૃક્ષનો ઉદ્ભવ અને વૃક્ષોમાંથી ફળફૂલના ઉત્પત્તિ થતી જોઇ એ લોક સંસારના સંચાલકનાં અસ્તિત્વમાં માન્યતા ધરાવવા લાગ્યા, અને ભય, ભક્તિ તેમજ આશ્ચર્યથી તેનું પૂણ્ય નામ લઇ પ્રણામ કરતાં!

સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો ઉપરાંત એ લોક ઘોડા, ઉંટ આદિ જાનવરો તેમજ વૃક્ષો તથા પર્વતોની પણ પૂજા કરતાં. ભિન્નભિન્ન વંશોનાં–પક્ષોનાં ભિન્નભિન્ન ઇષ્ટ દેવતા અને મંદિરો હતા. પૂજા કરનારા ( આરબો ) પોતાના ઇષ્ટ દેવતાને પ્રસન્ન કરવા માટે મનુષ્યનું બલિદાન આપી પોતાને ધન્ય ભાગ્ય સમજતાં હતાં. મક્કા–નગરનું " કાબા " નામક મંદિર આ સર્વ વંશોનું પૂજ્ય દેવાલય હતું. એ મંદિરમાં ૩૬૦ મૂર્તિઓ હતી. એમાની એક મુર્તિની પૂજા આખા વર્ષમાં એક વખત થતી. ઇસ્વી સનના કેટલાંએ વર્ષ પહેલાંથી એ મંદિર પ્રસિદ્ધ હતું.

મુહમ્મદના જન્મથી ઘણાંજ વર્ષો પહેલાં અરબસ્તાનમાં યાહુદી લોકોની વસ્તી જગ્યાએ જગ્યાએ હતી. રોમન લોકોએ પેલેસ્ટાઇનનો ઇલાકો જીતી લઈ યાહુદીઓ પર જુલમ ગુજારવા માંડયો. અને જ્યારે યાહુદી લોકોના મુખ્ય નગર જેરૂસાલેમને

પણ રોમનોએ જલાવી ભસ્મ કર્યું ત્યારે સદા સર્વદાને માટે સ્વદેશની મોહમાયાનો ત્યાગ કરી હજારો યાહુદીઓ અરબસ્તાનમાં આવી વસ્યા.

એ પ્રમાણે યાહુદીઓ સાથે અરબસ્તાનમાં યાહુદી ધર્મ દાખલ થયો. યાહુદી ધર્મ અનુસાર ઈશ્વર નિરાકાર છે, તે માન્યતા છતાં તેને છોડી એ લોક ઇશ્વરની કલ્પીત મુર્તિઓ બનાવી પૂજવા લાગ્યા. પરિણામ એ આવ્યું, કે યાહુદીઓ આરબ નિવાસીઓને ઉંચા આદર્શની દિક્ષા ન આપી શકયા.

એકલો યાહુદી ધર્મ નહિ, પણ ઇસાઇ ધર્મ પણ અરબસ્તાનમાં દાખલ થયો. પ્રસિદ્ધ ઇસાઇ સન્યાસી સેંટપૉલ અરબસ્તાનમાં ઇસાઈ ( Christian ) ધર્મનો પ્રચાર કરવા ગયો, જ્યારે ઈસાઈ લોકો પર અત્યાચારનો આરંભ થયો અને એમને સતાવવામાં આવ્યા, ત્યારે એ લોક પર્વત, કંદરાઓમાં અને રેતીના પહાડોમાં શરણ લઇ રહ્યા. આવી રીતે અરબસ્તાનમાં ઇસાઈ ધર્મનોયે થોડો પગ પેસારો થયો.

ઇસાઇઓ પણ નિરાકાર ઇશ્વરની ઉપાસના કરવાને બદલે ઈસા અને મેરીની મુર્તિઓને પૂજતા હતા. જેથી એ ધર્મ પણ અરબ નિવાસીઓમાં ઉંચો આદર્શ ન ફેલાવી શકયો.

પરંતુ આખા એશિયા ખંડમાં આ સમયે ઘોર પરિવર્તન થઈ રહ્યું હતું બૌદ્ધ ધર્મની વિજય પતાકા હાથમાં ધારી નિર્વાણ મુક્ત ભિક્ષુકગણ એશિયાના સર્વ ભાગોમાં-દેશોમાં બુદ્ધ દેવના દયાળુ ધર્મનો પ્રચાર કરી રહ્યા હતા પણ અનંત રેતીના સમુદ્રને ઓળંગી એ ધર્મ અરબ નિવાસીઓ પાસે તો નજ જઇ શકયો.

બૌદ્ધ ધર્મ જેને પ્રભાવિત ન કરી શકયો, યહુદી અને ઇસાઇ ધર્મો જેના હૃદયમાં સ્થાન મેળવી ન શક્યા, એ યુદ્ધ પ્રિય આરબોને ઐકયના સુત્રથી બાંધવા માટે એક મહા પુરૂષનો આવિર્ભાવ થયો; અંધ વિશ્વાસનો શ્યામ પડદો ચીરી એણે સમસ્ત આરબ જાતિઓના હૃદય પર એક માત્ર પરમાત્માનું સિંહાસન સ્થાપીત કર્યું. એ પુરૂષ રત્ન તે **મહમ્મદ**, જેને આપણે પાછળ **મહમ્મદ પયગંબરના** નામથી ઓળખીશું.

---

## પ્રકરણ ૨ જું.

## પુરાણી કથા.

જે પવિત્ર જગા પર મક્કા નગર આવ્યું છે તે સ્થળ ઇસાની ૪ થી સદીમાં 'હરમ' નામક પવિત્ર જંગલના નામથી પ્રસિદ્ધ હતું. એ પૂણ્ય ભૂમીમાં નિવાસ કરવાનું સાહસ આરબ લોકો ન કરી શકયા. ઘોરમાં ઘોર આદમી પણ એ પવિત્ર સ્થળ પર આવવાથી પવિત્ર થઇ જતો એવી માન્યતા હતી. કઠોર પ્રકૃતિવાળા આરબો આ સ્થાનમાં તિર્થ સમજીને આવતા, અને ઇર્ષા–દ્વેષને ભૂલી જઇ ગરીબોને ધન તથા કેદીઓને–ગુલામોને મૂક્તિ અપાવતાં. વિરતાપૂર્ણ આત્મ ગૌરવનાં કાવ્યો ગાઇ વિરતામાં વધુ ઝમક આણતાં હતાં. જે

વંશ-જાતિ અધિક બળવાન હોય તેજ આ જંગલની રક્ષાનો ભાર પોતાને શીરે લેતો. ઇસાની ૫ મી સદીના પ્રારંભમાં ઇબ્રાહીમના પુત્ર ઇસ્માઇલના વંશમાં કુસાઇ નામક એક વ્યકિતનો જન્મ થયો. કુસાઇએ પોતાના બળ, વિર્ય અને પરાક્રમથી એ પવિત્ર જંગલના રક્ષક ખોજાઓને હરાવી તેની રક્ષાનો ભાર પોતાને માથે લીધો. જંગલ ઉપર પોતાનો અધિકાર જમાવ્યા પછી કુસાઇએ તેમાં એક નગર વસાવવાનો નિશ્ચય કર્યો. પણ અંધ-વિશ્વાસને કારણે કોઇપણ પોતાનું ઘર ત્યાં બંધાવવાને રાજી નહતું. એ અંધ-વિશ્વાસનો નાશ કરવા માટે કુસાઇએ જાતે કુહાડી લઇ જંગલનાં વૃક્ષોને કાપવાનો આરંભ કરી દીધો. અને બહુ પુરાણા સમયથી પ્રચલીત ડરનો આવી રાતે નાશ થયો. કુસાઇના કુટુંબીઓએ પણ કુહાડીઓ લઇ જંગલ સાફ કર્યું એ સાફ થએલી જમીન ઉપર ' મક્કા ' નગર વસ્યું. એ સ્થાનનું મહાત્મ વધારવા માટે કુસાઇએ ' કાબા ' નામક પુરાણા મંદિરમાં મરામત કરાવી અને તેમાં જુદીજુદી જાતની દેવતા અને દેવીઓની મૂર્તિઓની સ્થાપના કરાવી. મંદિર નજીક એક એવું મકાન બનાવવામાં આવ્યું, કે જ્યાં પંચાયત બેસતી. અને ત્યાંજ શાદી, સંધિ તથા વિગ્રહની ક્રિયાઓ નક્કી થતી હતી. યાત્રાળુઓને અન્ન, જળ આપવાનું કામ કુસાઇએ જાતે સ્વીકારી લીધું. આ બધા કારણોને લઇને અશિક્ષીત બેદુઈન જાતિ ઉપર પણ કુસાઇનો પ્રભાવ પડ્યો. અને એ લોકો એને પવિત્ર પુરૂષ માની ભકિતથી તેના સન્મુખ શીર ઝૂકાવા લાગ્યા. આવી રીતે કુસાઇએ મક્કા શહેર પર એક છત્ર રાજ્ય કર્યું. વૃદ્ધાવસ્થા થતાં કુસાઇ અબ્દુલકાદર અને અબ્દુલનાફ નામના બે પુત્રોને મૂકી આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયો-મૃત્યુ પામ્યો. અબ્દુલ

કાદર શાન્ત પ્રકૃતિનો પુરૂષ હતો, જેથી યુદ્ધ પ્રિય આરબ જાતિએ તેને કાયર માની પોતાનો સરદાર બનાવવાનો ઇનકાર કર્યો. પણ અબદુલનાફ તો અસાધારણ વિર અને તેજસ્વી હતો. જેને પરિણામે તે અશિક્ષીત અરબ જાતિના હૃદય ઉપર પોતાનું રાજ્ય સ્થાપી શકયો. એનીજ બુદ્ધિ અને પરાક્રમથી મકકા નગર ધન પૂર્ણ થઇ ગયું.

અબ્દુલનાફ પછી તેનો વિર પુત્ર હાશીમ મક્કાનો સ્વામિ બન્યો એના વખતમાં ઇરાન, સીરીયા અને મધ્ય એશિયા સાથે વેપાર કરી મકકાવાસીઓ ઘણાજ ધનવાન બન્યા. અને એ ધન તથા શકિતનો ઉપયોગ ગરીબો તેમ ક્ષુધાતુરોને માટે થવા લાગ્યો. એટલે તો મકકા નિવાસીઓને સઘળાં પવિત્ર પુરૂષ માનવા લાગ્યાં. યાત્રાળુ મુસાફરોને અન્ન, જળ પુરાં પાડવાનું કામ અબદુલનાફના પુત્રો હાશીમ વીગેરે પર હતું. અબદુલ કાદરના પુત્રોએ તો ઇચ્છયું, કે કાબા મંદિર પર પણ એમનો અધિકાર જોઇએ. અને જેથી બે વિભાગ પડી ગયા બને પક્ષમાં લડાઈ, ઝઘડા અને ખુન ખરાબી થવા પેઠી. અંતમાં સઘળા અરબ નિવાસીઓની પંચાયત બેઠી. પંચાયતે ફેસલો આપ્યો, કે અબદુલ કાદરના વંશ વારસોએ મક્કા છોડી જવુ. એ વખતે અબદુલ કાદરના વંશમાં ઉમૈયા નામક વિર પુરૂષ હતો. દેશ નિકાલ થયા બાદ એ સીરીયામાં ગયો. જ્યાં તેણે પોતાનુ રાજ્ય સ્થાપ્યું. તે સમયથી બંને કુટુબોમાં વૈર વધુ દૃઢ થયું. અને હાશીમ-વંશ સાથે સતત-સંગ્રામ શરૂ કર્યો.

સીરીઆ પ્રદેશના ગીજા નામક સ્થાનમાં હાશીમ મૃત્યુ પામ્યો. હાશીમના મૃત્યુ પછી તેની સ્ત્રીએ એક પુત્રને જન્મ

આવ્યો. જેનું નામ અબ્દુલ મોતાલિબ પાડવામાં આવ્યું. મોટા થયા પછી તેણે મક્કામાં જમજમ નામક કુવો ખોદાવ્યો. અને તેમાથી સ્વાદિષ્ટ જળની અક્ષય ધારા છુટી. રેતી પૂર્ણ પ્રદેશમાં સ્વાદિષ્ટ પાણીનું નીકળવું એક આશ્ચર્ય લેખાયું. જેથી મક્કા નગરમાં અને આસપાસ એનો યશ ફેલાયો. એને કોઈપણ દુખ ન હતું. દુઃખ ફક્ત એટલુંજ હતું, કે તેને માત્ર એકજ પુત્ર હતો. એણે દેવતા સનમુખ એવા સોગન લીધા, કે જો તેને બીજા દશ પુત્રો થાય, તો ઇશ્વરના નામ પર તે તેના એક પુત્રનું બલિ દઇ દેશે. સમય જતાં અબ્દુલને દશ પુત્રો અને છ કન્યાઓની પ્રાપ્તિ થઇ. જ્યોતિષીઓની સલાહ અનુસાર એણે પોતાના સર્વથી નાના કનીષ્ઠ પ્રિય પુત્ર અબ્દુલ્લા પર બલી દેવા માટે છરી ઉઠાવી ! પણ ! હા ! કોઇએ પાછળથી એનો હાથ પકડી લીધો !! ફરીથી જ્યોતિષીઓની સલાહથી એણે સો ઉંટોનું બલિદાન દઈ ધાર્મિક કરજમાંથી મુક્તિ મેળવી.

અબ્દુલ મોતાલીબના દશ પુત્રોમાંના અબુલહાબ, અબ્બાસ, હમ્જા અને અબ્દુલ્લા ઇતિહાસ પ્રસિદ્ધ છે.



# પ્રકરણ ૩ જું.

## જન્મ અને બાલ્યાવસ્થા.

સને ૫૭૦ નું વર્ષ વર્તમાન હતું એજ-ઇસ્વીસન અરબ દેશના ભાગ્ય પરિવર્તનનો સમય હતો. એ વખતે આબીસીનીઆ પ્રાંતના રાજાએ અરબસ્તાનના યમન નામક ઇલાકા પર પોતાનો અધિકાર મેળવી લીધો હતો. વિજીત મક્કા નિવાસીઓને એણે આત્મ-સમર્પણ કરી પોતાની સત્તા કબુલવા માટે કાસદ મોકલ્યો પરંતુ પ્રાણથીએ અધિક સ્વતંત્રતાને ગણાવી બાજા સામે ઉભા રહી આજ્ઞા ઉઠાવવી એના કરતાં તો એ વિર મક્કાનિવાસી આરબોને મરવું અધિકતર પસંદ હતુ. આથી નારાજ થએલા આબીસીનીઆ-પતિએ મક્કા નગરને ધુળમાં રગદોળી દેવા અર્થે એક મહાન સેના મોકલી પોતાની સ્વતંત્રતાની રક્ષા માટે અને દુશ્મનોના દલને આગળ વધતા અટકાવવા માટે વિર આરબો પણ આગળ વધ્યા. પણ! સર્વ વ્યર્થ ગયું! આબીસીનીઆની ફોજ તો એક પછી એક ગામ જીતતી અને લૂંટતી મક્કા શહેર નજીક આવી પહોંચી. આ જોઇને આરબ નિવાસીઓએ સુલેહ કરવા માટે આબીસીનીઆ નરેશ પાસ દુત મોકલ્યો. પણ ખેદ અને નિરાશા સાથે દુત જવાબ લાવ્યો કે એ તો મક્કા શહેરને ધુળમાં રગદોળ્યા વિના રહેશેજ નહિ. આ સાંભળી સર્વ અધિરા થઇ ગયા કે હારા પવિત્ર કાબા મંદિર ધુળમાં મળી જશે!! ત્યારે વૃદ્ધ અબદુલ મોતાલિબે સ્વદેશ,

૧૨૩૩૧



સ્વધર્મ અને સ્વતંત્રના રક્ષણ માટે તલવાર બાંધી. અબાલવૃદ્ધ; અને યુવક સર્વ મક્કા નિવાસીઓ સ્વધર્મની રક્ષાને કારણે મરવાને પણ તૈયાર થઇ ગયાં !

મક્કા નગરના ઘરઘરમાં આજે રણભેદી વાદ્યો વાગી રહ્યાં છે. ઝુંડનાં ઝુંડ યુવક કે વૃદ્ધ સર્વ આજે દુશ્મનની રાહ જોઇ રહ્યા છે. આ સમય આબીસીનીઆની આજે કુચ કરતી સેનામાં એક ભયાનક અકસ્માત થયો. કહે છે, કે આ કારી અકસ્માતથી આખી સેનામા ફક્ત એકજ માણસ પાછો ફરી આ માઠા સમાચાર પાઠવવા બચવા પામ્યો. આ ઘટના બનવાથી મક્કા વાસીઓના આનંદનો પાર ક્યાંથી રહ્યો જાય ? ઘેર ઘેર આનંદ અને ઉત્સવો—રસ્તામા અને ગલીઓમા વિર કથાઓ. કાવ્યોના મધુરા ધ્વનિ સુણાવા લાગ્યા—નિદાન, આખું મક્કા નગર આનંદની લહેરોમાં ઉછળવા લાગ્યું ! પણ આ આનંદોત્સવ સમયે એક ઘરમાં અંધારૂ હતું. એ ઘરમાં શોકવિષાદ અને દુઃખનો પગરવ હતો. ! ગૃહ સ્વામીની ક્વચીત્ ક્વચીત્ દુઃખથી વિહવલ થઇ આંસુ સારની જમીન પર લોટતી હતી; કારણ ? કારણ એ હતું વૃદ્ધ અબદુલ મોતાલિબના કનિષ્ઠ પુત્ર અબદુલ્લાના મૃત્યુના દુઃખજનક સમાચાર આવ્યા હતા.

વાંચક મિત્રો ! સમજી તો ગયાજ હશે, કે અત્રે આપણે કોના ગૃહમાં પ્રવેશ્યા છીએ. અબ્દુલ્લા તે વખતે વ્યાપારી ચીજો લાવવા માટે બહાર ગયો હતો. અને જ્યાં તે બિમાર પડ્યો અને અફસોસ ! મદિના શહેર પાસે તો તેનો અમર આત્મા આ ફાની દુનીઆને છેલ્લા પ્રણામ કરી પોતાનાં વૃદ્ધ માત પિતાને હંમેશને

માટે રડતાં કફનનાં મૂકી ગયો. તેના સાથીઓએ તેને ત્યાંજ દફન વિસ્થ કર્યો. અને એ દારૂણ ખબર એના પિતાને ત્યાં પહોંચ્યા. અબ્દુલ્લા—યુવાન અબ્દુલ્લા—એની ઉંમર ફકત પચીસ વર્ષની હતી જીંદગીની યુવાન ઘડીઓમાંજ તે હજુ રમતો હતો. એની પ્યારી અને પતિ પરાયણા ભાર્યા અમીના આ દુઃખદ સમાચાર સાંભળી શોકમાં ને શોકમાં ગાંડાતુર થઇ ગઈ. ! એ અમહ્ય શોકથી સદા-સર્વદાને માટે મૂકત થવા તે યુવતી અમીના આપઘાત કરવાની પ્રતિજ્ઞા કરતી હતી. તે સમયે તેણે એક પુત્ર રત્નનો જન્મ આપ્યો. અંધકારમય ગૃહમાં ચંદ્રોદય થયો ! યુવતી અમીનાના દુ:ખી જીવનમાં એક સૂવર્ણ—રેખા દેખાવા લાગી. એ શુભ દિન તે સન ૫૭૦ ની ૨૬ મી ઓગસ્ટનો સોમવાર હતો. વૃદ્ધ અબ્દુલ મોતાલિબ એ બાળક પુત્રનો જન્મ થતાંજ તેને લઈ ગયો. અને આ શુભ પ્રસંગની પ્રાપ્તિ માટે ઇશ્વરને ધન્યવાદ આપી પોતાના બાળક પૌત્રનુ નામ **મુહમ્મદ** પાડ્યુ.

બાળકની માતા અમીના એક બાજુ પોતાના પતિના અવસાનના શોકથી વ્યાકુળ થઈ ગઈ હતી. અને વળી પ્રસવના કારણથી વધુ કમજોર થઇ ગઈ. જેથી બાળકની સારવારનો બધો ભાર સેરા નામની ગુલામ બાંદિ ઉપર આવતાં તેણી બાળકને દૂધ પાઇ ઉછેરતી. મુહમ્મદના જન્મ પછી કેટલીક બેદૂઇન સ્ત્રીઓ બાળક—મુહમ્મદની સારવાર માટે મક્કા આવી. એ વખતે એવી પ્રથા હતી, કે શ્રીમત મક્કાવાસીઓ પોતાનાં બાળકોને બેદૂઇન સ્ત્રીઓને સોંપતાં, અને જેઓ તેમને મરૂભુમિમાં લઈ જઈ ઉછેરતી. એમની સોબતમાં ઉછરવાથી બાળકો શૂરવીર, તેજસ્વી અને સહનશીલ બનતાં અસીમ અને અનંત મરૂભુમીમાં વાસ કરવાથી

બાળકોનાં હૃદય પણ અસીમ અને ઉદાર થઇ જતાં. અદ્યાપિ અમીના પાસે પોતાના વહાલા બાળકને એ પ્રમાણે પાલન કરાવવા જેટલું ધન નહતું. છતાં તેણે બાળક મહમ્મદને એક હલીમા નામક બેદુઇન સ્ત્રીને સ્વાધીન કર્યો.

મહમ્મદને લઈ હલીમા પોતાને ઘેર આવી. હલીમાનું ઘર મરૂભૂમિમાં એક પહાડની તળેટીમાં હતું. અહિં રહી બાળક મુહમ્મદ ધીમેધીમે હૃષ્ટપુષ્ટ અને બલિષ્ટ બનતો ગયો. હલીમા પાસે બાળક મહમ્મદ બે વર્ષ રહ્યો. આ બે વર્ષમાં એણે દૂધ છોડી અન્ન લેવું શરૂ કર્યું. બે વર્ષ પછી મહમ્મદને લઇને હલીમા મક્કા આવી. પોતાના વહાલા બાળક પુત્રનું મુખ નિહાળી માતા પ્રસન્ન થઈ. અને મહમ્મદ વધુ સમય હલીમા પાસે રાખવા ઉચીત ઠર્યું હલીમા મુહમ્મદને લઇ ફરી પોતાને ઘેર આવી. ત્યાં મુહમ્મદ પાંચ વર્ષનો થયો. એક વખત બાળક રમતાં રમતાં બેહોશ થઇ ગયો. હલીમાનાં બાળકોએ ઘરમાં આવી પોતાની માને એ વાતની ખબર આપી અને જઇને જુએ છે તો બાળક મહમ્મદ ધળથી ખરડાએલે શરીરે ઉભો હતો આ ઘટનાથી સર્વ કોઇ કહેવા લાગ્યું, કે મુહમ્મદને ભૂત વળગ્યું છે. આથી હલીમા ભયાગ્રસ્ત થઈ બાળકને તેની માતા પાસે મૂકી આવી. અને પતિ શોકાતુરા અમિના બાળકની બાલક્રીડા જોઈ પોતાનો વખત પસાર કરવા લાગી.

જ્યારે મહમદ છ વર્ષનો થયો, ત્યારે માતા અમીના તેને પોતાના પતિની વૃદ્ધ દાદીમા પાસે મદીના નગરમાં લઇ ગઈ. મદિનામાંજ તેના મૃત પતિની સમાધિ-કબ્ર હતી. અમીના હંમેશ પોતાના પતિની કબ્ર પાસે બેસી આકાશ, પાતાળ એક થાય ત્યાં

સુધી આંસુઓ સારતી–પૃથ્વીને પલાળી દેતી ! માતાની સાથે બાળક પણ પિતાની સમાધિ–કબ્ર પાસે આવતો અને માતાને આંસુ સારતી જોઇ પોતાની કાલી કાલી વાણીથી પૂછતો. ' મા ! તું રોજ કેમ રૂવે છે ? " દિવસોના દિવસો જવા છતાં માતા આ પ્રશ્નનો જવાબ નજ આપતી. પરંતુ આખરે એક દિવસ હૃદય વજ્ર સમ કઠીન રાખી તેણે કહ્યું. " બાળક ! તારા પિતાને માટે ! મુહમ્મદે પૂછ્યું " પિતા કયાં છે ? "

જે દુર્ભાગી સંતાને જન્મ ભરમાં પિતાનુ મુખ સરખુએ ન્હોતું નીહાળ્યું, તેના સ્વમુખમાંથી " પિતા " શબ્દનો ઉચ્ચાર સાંભળી પતિ પરાયણા અમીનાનું હૃદય ચીરાવા લાગ્યું ! મુખથી તે કંઇજ કહી ન શકી શૂન્ય આકાશ તરફ આંગુલી નીર્દેશ કરી કહ્યું–બતાવ્યું " તારા પિતા ત્યાં છે."

બાળક મહમ્મદે અનંત ભૂરા–સ્વચ્છ–આકાશ તરફ આંખો ફાડી દ્રષ્ટિ મર્યાદા પહોંચે ત્યાં સુધી જોયેજ કર્યું. બાળક સમજી ગયો, કે તેના પિતા આ લોકમાં નથી. બલ્કે પર લોકમા છે. મદિનામાં એક મહીનો રહી અમીના ત્યાંથી મક્કા પાછી ફરી પરંતુ રસ્તામા અબોયા નામક નગરમાં તેણીના આત્માએ શરીરનો ત્યાગ કર્યો. અને અનંત સમુદ્રમાં બાળક મહમ્મદનું નાવ રક્ષક હીન થઈ ગયું ! જન્મ પહેલાં પિતા સંસાર છોડી ગયા અને જે એક માત્ર આધાર હતો તે માતા પણ તેનો ત્યાગ કરી ચાલતી થઇ !

મહમ્મદનો પિતા ગરીબ હતો. મરતી વખતે તે ફક્ત ચાર ઉંટ, ચાર પાંચ બકરા અને એક બરકા નામની દાસી મૂકી ગયો હતો. બાળકના નિર્વાહ જોગ કંઇપણ સંપત્તિ ન રહી હતી. જોકે

જન્મ પહેલા પિતા તેને છોડી ગયો છતાં માતાના અપ્રતિમ પ્રેમ-સ્નેહને કારણે તેણે તે દુઃખ કદી અનુભવ્યું નહોતું.

નાનપણમાં જે બાળક પોતાની માતાને ગુમાવે છે તેના સરખો દુઃખી આ સંસારમાં કોણ હોય ? માતાનો પ્રેમાળ હાથ જે બાળકના માથા પરથી હંમેશને માટે ખસી જાય છે, એના સરખો અભાગી આ સંસારમાં કોણ હશે ? હજુતો બાળક મહમ્મદના મુખમાં દુધીઆ દાંત હતા. એટલામાજ ચિંતાએ ઘર કર્યું કે મારી માતા ક્યાં ગઈ? મુહમ્મદ રાત્રિ દીન વિચાર્યેજ જતો કે એવો કયો દેશ છે કે જ્યાં જવાથી માતાની પ્યારી સુરતનાં ફરી દર્શન મળે અને આ લોકથીએ આગળ પરલોકના વિચારે બાળકના હૃદયમાં વાસો કીધો—આક્રમણ કીધુ.

હંમેશને માટે માતાને સમાધિસ્થ કરી બાળક નિરાશ મુખથી બરકા દાસી સાથે મહેતાના પિતાને ઘેર મક્કે આવ્યો. ઘરમાં પ્રવેશ કરતાંજ મહમ્મદ શોક સાગરમાં પડયો તેણે જોયુ, કે સર્વ વસ્તુઓ સ્વસ્થાન છે પણ માતા નથી. આ શોકનું આંસુ ધાગમાં પરિવર્તન થયું. વૃદ્ધ દાદા અબ્દુલ મોતાલીબે બાળકને ગોદમાં લઈ પ્રેમથી તેનાં આંસુ લોહ્યાં.

દુઃખનું ઓસડ દહાડા ! જેમ દિન પર દિન વીતતા ગયા તેમ શોક ઘટતો ગયો. પરંતુ હૃદયમાં જે ઘા પડેલો તે કેમ જાય ? નાનપણથીજ મુખ પર હાસ્યને સ્થાને વિષાદ પૂર્ણ ગંભીરતા બાળકના મુખ પર દીસતી હતી અને એથી એ હસતું મુખડું મલિન થતું ગયું જે અવસ્થામાં—બાલ્યાવસ્થામાં મુખ પર આનંદ તરવરતો હોવો જોઈએ. તે અવસ્થામાં બાળક મહમ્મદ ઉદાસ-ગંભીર

દીસતો. અબ્દુલ મોતાલીબ મુહમ્મદનું સ્નેહથી પાલન કરવા લાગ્યા. માતાહીન મહમ્મદને એક ક્ષણ પણ તેઓ પોતાની નજરથી દુર ન કરતા. અબ્દુલ મોતાલીબ મક્કાના મુખ્ય પુરૂષોમાંના એક હતા. તેઓ જમજમ કુવાના સ્વામિ હતા. તેઓ યાત્રાળુઓને ખાવાનું તથા પાણી આપવાનું કામ કરતા. વૃદ્ધ હંમેશ કાબા મંદિરમાં જતા અને બાળક મહમ્મદ પણ સાથે જતો. મંદિરમાં બેસી દેશ વિદેશથી ઝુંડનાં ઝુંડ યાત્રાળુઓ દર્શન કરવા માટે આવતાં તે જોયાજ કરતો, કોઇ દંડવત કરતા—અને કોઈ પ્રાર્થના કરતાં—કોઈ ઉપવાસ કરી આખો દીવસ દેવતાઓની મુર્તિઓ સામે હાથ જોડી ઉભાં રહેતા. મુહમ્મદ વિચારશીલ મનવાળો હતો. આ બધાનો વિચાર એ પોતાના મનમાં કર્યાજ કરતો જે બાલ્યવયમાં બાળક કોઇપણ વિચાર વિના રમ્યા કરે તે અવસ્થામાં બાળક મુહમ્મદના મનમાં હ્રદયમાં ધાર્મિક વિચારો જાગી ઉઠયા.

આમ સુખ દુઃખમાં બીજાં બે વર્ષ વીતી ગયાં. મુહમ્મદ આજે આઠ વર્ષનો છે. અબ્દુલ મોતાલીબની અવસ્થા વૃદ્ધ થઇ છે. એને હવે લાગવા માંડયું, કે આ સંસારમાંથી કુચ કરવાનો પેગામ આવી પહોંચ્યો છે. વૃદ્ધે પોતાના પુત્ર અબુતાલીબને બોલાવ્યો. અને મહમ્મદના નાજુક હાથ તેના હાથમાં આપી પોતાના પુત્રની માફક તેને પાળવાનું વચન લીધા પછીજ વૃદ્ધ ચીર નિંદ્રાને આધિન થયા. મુહમ્મદને લાગ્યું, કે તેના જીવનનો એક બીજો આધાર હતો, તે પણ આ સંસાર છોડી ગયો છે! એને જીવન દુઃખી દીસવા લાગ્યું. મહમ્મદ પાછો દુઃખ સાગરમાં ડુબવા લાગ્યો હવે એ અબુતાલીબને ઘેર રહી પોતાના દિવસ ગુજારવા લાગ્યો.

અને પોતાને મહાન કાળના હાથમાં વહનાર તણખલું સમજવા લાગ્યો. અબુતાલીબ મહમ્મદ (સ) પર પોતાના પુત્રવત્ સ્નેહ બતાવવા લાગ્યો.

એક દિવસ મક્કા નગરમાં મેળાનો સમય હતો અસંખ્ય નર નારીઓના કોલાહલથી નગર ગુંજી રહ્યું હતું. ભારત, ઇરાન આદિ દેશોના વેપારીઓએ ત્યાં આવી દુકાનો ખોલી દીધી હતી. ભાતભાતનાં વસ્ત્ર, મણી મોતી અને સુગંધિત ચીજોથી બજાર ભરાઇ ગયુ હતું. અન્ય બાળકો સાથે બાળક મહમ્મદે (સ) પણ આ સર્વ નિહાળ્યું. આ સર્વ જોઇને એને એ બધા દેશો નિહાળવાનું મન થયું. પરંતુ એ વખતે એમ કરવા માટે એની પાસે સાધન ક્યાંથી હોય ?

જ્યારે મહમ્મદની (સ) વય ૧૨ બાર વર્ષની થઇ ત્યારે અબુતાલીબને કોઇ વ્યાપારી વસ્તુઓ લેવા માટે સીરીઆ જવાનો પ્રસંગ આવ્યો. જે વખતે બધી તૈયારી થતાં એ ઊંટ પર સ્વાર થતો હતો, તે વખતે મલિન મુખડે મહમ્મદે (સ) આવી કહ્યું, કે " મને છોડી તમો ક્યાં જાઓ છો ?"–' તમારા ગયા પછી મારા પર કોણ પ્યાર કરશે ?' મહમ્મદની (સ) આ વાણીથી અબુતાલીબનું હૃદય ભરાઇ આવ્યું. એણે મહમ્મદને (સ) ઊંટ પર બેસાડી સાથે લઇ સીરીઆની યાત્રાનો પ્રારંભ કરી દીધો. વ્યાપારીઓનું આ નાનકડું ટોળું પહાડો, મેદાનો અને આ મરૂભૂમિને ઓળંગી આગળ વધવા લાગ્યું. દ્રષ્ટિ પહોંચે ત્યાંસુધી રેતીની રણ ભૂમિજ નજરે પડતી ! ઉપર અનંત આકાશ અને નીચે મરૂભૂમિ નિહાળી મુહમ્મદનું (સ) હૃદય કોઇ ગુપ્ત શક્તિથી આર્દ્ર થઇ ગયું. રસ્તામાં અબોધ

નગરમાં એણે પોતાની માતાની કબ્રનાં દર્શન કર્યાં. પાછું યાત્રી દળ આગળ વધ્યું વિશાળ મરૂભૂમીમાંથી આગળ વધતાં પશ્ચિમ પ્રદેશોમાં હોરબ અને સીનાઈ પર્વતોનાં ઉંચાં શીખરો દ્રષ્ટિ ગોચર થવા લાગ્યાં. વૃદ્ધ યાત્રીઓએ ભય અને ભક્તિથી એ પર્વતોનું નામ લઈ પ્રણામ કર્યાં !

મહમ્મદને આથી અતિ આશ્ચર્ય થયું જેથી એક વૃદ્ધ યાત્રીએ મુહમ્મદને એને લગતી એક પૂરાણી કથા કહી. એણે કહ્યું કે આ પર્વત અને શીખરો દેખાઈ રહ્યાં છે તેના ઉપર પુરાણા જમાનામાં સ્વયં પરમેશ્વર મહાન ગર્જના સાથે અગ્નિના રૂપમાં પ્રગટ્યા હતા આખો પહાડ ધુમાડાથી ઢંકાઇ જતાં ઘણી વાર હાલી ઉઠ્યો હતો. જેથી સર્વ જીવ ભયથી કપી ઉઠયાં. પરમેશ્વરે મેઘના આકારનાં ઇસરાઈલ આદીનાં મુખ્ય મુસા નજીક આવી વધૂ ગંભીર ગર્જના સાથે એને આજ્ઞા આપી કે "હું તમારો માલીક ઇશ્વર છું. મેજ તમને મીસરવાળાઓની ગુલામીમાંથી છોડાવ્યા છે. મારા સિવાય તમારો બીજો કોઈ ઇશ્વર નથી. મારી મૂર્તિ બનાવી તમે મારી પૂજા ન કરતા. જો કોઇ મૂર્તિ બનાવી તેની સામે શીર નમાવે છે તે સજા પામે છે. અને મારી સાથે પ્રેમ કરે છે, મારી આજ્ઞાઓનુ પાલન કરે છે તેના ઉપર હું દયા કરૂં છું. **તમે તમારાં માતા પિતાની સેવા કરો, કોઇનું ખુન ન કરો, પરસ્ત્રી અને ધન પર દાનત ન લગાડો, અને અસત્ય વાર્તા ને ચોરીથી હંમેશ દુર રહો."** જ્યાં સુધી ઇસરાઇલના વંશજોએ પરમાત્માની આ આજ્ઞાઓનું પાલન કર્યું ત્યાં સુધી તેઓ ઘણાજ આનંદમાં રહ્યાં. પણ જ્યારે એઓ મુર્તિઓ બનાવી પૂજવા લાગ્યા

ત્યારે પરમેશ્વરે વજ્ર ફેંકી તેમનો નાશ કર્યો. વૃદ્ધ યાત્રીની આ કથા મહમ્મદના હૃદયમાં કોતરાઈ ગઇ! ભક્તિ અને ઉદ્વેગથી સિનાઇ પર્વત ને ફરીફરીને નિહાળતાં એ યાત્રીદળ સાથે આગળ વધ્યા.

બીજા દીવસે સઘળાં મુસાફરો અલહિજરા નામક પર્વતની ઉજ્જડ તળેટી નજીક આવી પહોચ્યાં. ત્યાં સર્વેએ ઘણીજ જલદીથી દોડાવી મુક્યાં સઘળાં ભય ચકીત થઈ નાસવા લાગ્યાં. કોઈના મુખ-માંથી શબ્દ સરખોએ નહોતો નીકળતો. મહમ્મદે પોતાની પાસેના એક વૃદ્ધને પૂછ્યું કે 'બધા આમ બ્હીને કેમ નાસે છે? શુ બન્યું છે? –વૃદ્ધે પર્વત તરફ અંગુલી નિર્દેશ કરી કહ્યું, કે આ પર્વતની તળેટીમાં જે ગુફા છે તે જોઈ લો. કારણ આ વખતે એક શબ્દ કહેવાની પણ જરૂર–ફુરસદ નથી. સઘળાએ ઘણીજ વીહવલતાથી પર્વતની તળેટી પસાર કરી. પર્વત આખો પસાર થઇ ગયો. પશ્ચિમના આકાશમાં સૂર્ય રેતીના સમુદ્રમાં ડુબી ગયો. ધીમે ધીમે અંધકાર ફેલાવા માંડયો. શ્રમિત વ્યાપારી મંડળે મરૂભૂમિ પર પડાવ નાખ્યો. અગ્નિ સળગાવી સર્વેએ રોટી પકાવી અને સાથે ભોજન કર્યું. ધામે ધીમે રાત્રીનો અંધકાર વધવા માંડયો. આકા-શમાં સંખ્યાબંધ તારાઓ ચળકવા લાગ્યા. ખુલ્લા આકાશ નીચે બેસી પેલો વૃદ્ધ યાત્રી મહમ્મદને કહેવા લાગ્યો કે—તેં આજેજ પહાડની ગુફા જોઈ ત્યાં પુરાણા સમયમાં સમદ નામની જાતીનો નિવાસ હતો. સમદ લોકો ઉદ્ધત, ગર્વિત અને બલવીર્ય શાલી હતાં. પોતાના બળ ઉપર ભરૂસો રાખી એ સર્વને તૂચ્છ સમજતા હતા. પોતાનાં પર ભરૂસો રાખી એઓ દૈવી બળનો સ્વીકાર નહોતા કરતા. જેથી ઈશ્વરની ઉપાસના–પૂજા

અને આમોદ-પ્રમોદમાં વખત વીતાડતાં. સત્ય સ્વરૂપ પરમાત્માની હાંસી કરી એઓ મૂર્તિપૂજા કરવા લાગ્યા. થોડા વખત પછી સાલેહ (૨) નામક એક પુણ્યાત્મા પુરૂષે આવી એ લોકની મૂર્તિપૂજાને વખોડી કાઢી. પરંતુ પાપાત્મા સમદોએ એની વાતોને હસી કાઢી કોઈએ કહ્યું, કે જો તું આ પહાડમાંથી પૂર્ણ ગર્ભા ઉંટણી કાઢી આપે, તો તારી વાત હમે માનીએ. સાલેહે આદેશ કર્યો ! તેજ સમયે પહાડની વચમાંથી પૂર્ણ ગર્ભા ઉંટણી બહાર આવી ! આ અલૌકિક ઘટના જોઇ ઘણાએ મૂર્તિ પૂજાનો ત્યાગ કર્યો. પરંતુ તેમ છતાંએ ઘણા એવા હતા, કે જે પોતાની જુની રીતીઓ છોડી ન શકયા. સાલેહે સર્વને સાવધાન કરીને કહ્યું, કે—આ ઉંટણી પોતાની ઇચ્છાનુસાર ઘૂમી પરમાત્માના અસ્તિત્વના સાક્ષી આપશે. જો તમે એનો વધ કરશો, તો વંશ સહિત તમારો નાશ થશે. ઉંટણી સ્વેચ્છાનુસાર અહિં તહિં ઘૂમ્યા કરતી. પરંતુ બીજાં ઉંટ એને જોઇ ચારો અને દાણાનો ત્યાગ કરી નાસી જતાં. જેથી સમદ લોકોએ તેનો વધ કરી નાખ્યો. એકાએક આકાશમાંથી ઘણાજ જોરથી ગડગડાટ થવા લાગ્યો. કવચિત્ એમ પણ લાગતું, કે જાણે વજ્ર પડયું. બીજે દિવસે શું થયું ? સમદ જાતિમાં કોઇ જીવતું ન ઉઠયું. વિધાતાના શ્રાપથી હજુ પણ કોઈ જીવી શકતું નથી. પરમાત્માને છોડી પત્થર અને માટીની મૂર્તિઓ પૂજવાથી કેવી કઠોર સજા મળે છે ! એનું પ્રમાણ આ પહાડ અને ગુફાજ છે. સમદ લોકોને થએલ આ ભયાનક દંડની વાત સાંભળી મુહમ્મદનું (સ) હૃદય ભયથી હાલી ઉઠયું મુહમ્મદના (સ) હૃદય પર એ વાત અંકિત થઇ ગઇ, કે પરમાત્માને છોડી મૂર્તિઓને પૂજવાથી ઇશ્વર નારાજ થાય છે, અને ભારે દંડ દે છે.

એક દિન બીજી યાત્રા પ્રસંગે મહમ્મદે (સ) પેલા વૃદ્ધને મુખેથી સાંભળ્યું કે પુરાણા જમાનામાં લાલ-સમુદ્રના કિનારા પર ઈલાઇ નામે શહેરમાં યહુદીઓનો નિવાસ હતો. સમય જતાં યહુદીઓએ પરબ્રહ્મ પરમાત્માની સેવાનો ત્યાગ કરી મૂર્તિપૂજા શરૂ કરી. ઇશ્વરની આજ્ઞા ન માનવાથી એ લોક નાના પ્રકારના પાપમાં ડુબતાં ગયાં. એ અપરાધને લીધે વૃદ્ધ પુરૂષો ડુક્કર અને યુવાનો વાંદરા બની ગયા. (૧) આવા પ્રકારની વાર્તાઓ સાંભળીને પણ મહમ્મદના (સ) હૃદયમાં ઇશ્વરનો ભય સંચાર થયો.

આ વ્યાપારીઓ આમ મરૂભૂમિનો કેટલો પસાર કરી પેટ્રા નામક નગર નજીક આવી પહોંચ્યા. કોઈ પુરાણા સમયમાં એ શહેર ઘણું વૈભવશાળી હતું, પણ અત્યારે તો ત્યાં ઘાસ ઉગી નીકળ્યું હતું, અને ફકત ખંડીએરોજ દીસતાં હતાં. નગરની ચારે બાજુ ૪૦૦ હાથ ઉંચો પહાડ હતો. ફકત એક નાનો રસ્તોજ હતો, જેમાં બે સવારોથી વધુ એક સાથે દાખલ ન થઈ શકતાં. યાત્રીઓ સાથે મહમ્મદ (સ) પેટ્રા નગરનાં ખંડીએરો જોવા ગયો અંદર જઈ એમણે જોયું તો ત્યાં હવા ફરીજ નહોતી શકતી, અને સૂર્યનાં તિક્ષ્ણ કીરણોથી પહાડ અને ઝાડીઓ આગની તરાહ બળી ઝપી રહ્યાં હતાં. કોની તાકાત હોય કે એના ગર્ભમાં ઉભો રહી શકે? યાત્રીઓએ જોયું કે તૂટેલાં ફુટેલાં મકાનો રેતીથી ઢંકાઈ ગયાં હતાં. એ દેખાવ જોઇ કોના હૃદયમાં ઉદાસીનતા ન જન્મે? આ ક્ષણભંગુર સંસારની અસારતાનો ચિતાર કોના હૃદયમાં નહિ ચીતરાય?

આખી મરૂભૂમિના રસ્તાઓ ઓળંગી સાર્થવાહ કીનારા પર આવી પહોંચ્યા. દરાયારી મનુષ્યોના વાણિજ્ય[illegible]

ઇંદ્રિયોની પ્રેરણાથી, ભલા ભુંડાના જ્ઞાનને ત્યાગી સ્ત્રી પુરૂષોના અસ્વાભાવિક પાપથી અને વિધાતાની આજ્ઞાઓની હાંસી કરવાથી જે...પાપનો પડછાયો અનંત કાળને માટે મરૂ-સાગરમાં લીન થઇ ગયો હતો. તે સર્વ આ ભિષણ સ્થાનોને જોઇ અને પાપીઓને પરમેશ્વર દ્વારા થએલી શિક્ષાને પ્રત્યક્ષ નિહાળતાં યાત્રીઓ સીરીઆના બસરા નામક નગરમાં આવી પહોંચ્યાં.

બસરા નગર આ સમયે વ્યાપારનું મુખ્ય સ્થાન હતું. સર્વ દેશોના વ્યાપારીઓ ભિન્નભિન્ન પ્રકારનો માલ લઇ ત્યાં એકઠા થતા. અને દૂર દૂરના વ્યાપારીઓ તે માલને જથ્થાબંધ લઇ જતા. આ સમયે ત્યાં ઇસાઇઓનાં કેટલાંયે પ્રાર્થના મંદિર-દેવળો બની ચૂક્યા હતાં. ઇસાઈ દેવળની પાસે પણ અબુતાલીએ પોતાની પ્રાર્થના શરૂ કરી. એ દેવળનો પાદરી ઘણો ધર્માત્મા તથા જ્ઞાનિ હતો.

તે ઇસા અને મેરીની મૂર્તિ બનાવી પૂજવામાં પાપ સમજતો, અને 'ક્રોસ' પણ નહિ લગાવતો. એનું નામ બોહેરા હતું. મુહમ્મદની વિલક્ષણ પ્રતિભા, સત્યનિષ્ઠા અને વિચારજ્ઞતા જોઇ તે ઘણો પ્રસન્ન થયો. મહુમ્મદને (સ) તે પોતાના દેવળમાં લઇ ગયો, અને કોઇ કોઈ વખત આ લોકો મળેલાની ઘણી વાતો કરી સુખથી વખત પસાર કરતા. આ પાદરી દ્વારા મહમ્મદને (સ) ઇસાઇ ધર્મનાં મુખ્ય સિદ્ધાન્તોનું જ્ઞાન થયું. એને મુખથી એણે એમ પણ સાંભળ્યું કે કોઇ મૂર્તિને પરમાત્મા સમજી પૂજવી એ પાપ છે. આ નવા પુરૂષની અને નવા ધર્મની વાતોએ મહમ્મદના (સ) હૃદયમાં મહાન કૌતુહલ પેદા કર્યું. આ પ્રકારે આ પ્રવાસમાં નવા નવા દેશ, પર્વત, કન્દરા અને મૂર્તિપૂજાથી અજ્ઞાન દેશનું જનરલ પ્રમાણ જોઇને નિહાળી મહમ્મદ (સ) અબુતાલીબ સાથે મક્કે પાછા ફર્યા.

# પ્રકરણ ચોથું.

## —સંસારિક પ્રવાહમાં—

મક્કામાં રહીને મહમ્મદ (સ) પોતાનાં પૈતૃક વ્યવસાયમાં કર્મ કરવા લાગ્યો. પોતાની નજીકના અને સ્વજાતિઓના, દેશ વિદેશના મેળાઓમાં અને ઉત્સવોમાં જઈ એ વસ્તુઓ ખરીદી વેચવા લાગ્યો. એક વખત એ વ્યાપાર માટે ઓકાજ નામક સ્થાનમાં મેળામાં ગયો. ત્યાં જઈ તેણે જોયું, કે, કેટલાક આરબો પોતાની વીર કવિતાઓ ગાઈ રહ્યા છે, કોઈ પુરાણી મનને મુગ્ધ કરનારી વાર્તાઓ સંભળાવી રહ્યા છે. કેટલાક યાહુદી અને ઈસાઈ ધર્મ પ્રચારકો પોતપોતાના ધર્મની શ્રેષ્ઠતા બતાવી રહ્યા છે, અને કોઈ બીજાના ધર્મનાં ખંડન માટે લડવાને અગ્રવાને તૈયાર થઈ રહ્યા છે. ઈસાઈ—Christian—ધર્મ પ્રચારકોમાં એક કોસ્સ નામક વ્યક્તિ ઘણોજ પ્રભાવશાળી વ્યાખ્યાતા હતો. એનુ વ્યાખ્યાન સાંભળવા હજારો આદમીઓની ભીડ થઈ રહી હતી ત્યાં ઊભા રહી મહમ્મદે (સ) પણ એનું વ્યાખ્યાન સાંભળ્યું અને ઈસાઈ ધર્મનાં ગૂઢ તત્વોથી પોતે વધુ જાણકાર થયો. મહમ્મદ (સ) વિલક્ષણ સ્મરણ શક્તિ માટે પ્રસિદ્ધ હતો. જો કોઈ પણ વસ્તુ ધ્યાન પૂર્વક એક સમય સાંભળી કે તરતજ તેની સ્મરણ શક્તિ તે સ્વીકારી લેતી. હજુ સુધી એણે યહુદી અને ઈસાઈ ધર્મનાં સિદ્ધાંતોનું જ્ઞાન મેળવ્યું હતું અને ધર્મની તુલના કરતાં એણે વિચાર્યું કે, બન્ને ધર્મો એક જ નિરાકાર ઈશ્વરથી લાગુ થઈ

મોટા આડંબરમાં ફસ્યા છે. શું સંસારમાં એવો કોઇ ધર્મ નથી કે જેના આશ્રયથી પરમ પિતા પરમાત્માની પ્રાપ્તિ થાય?

એક વિજળીના ઝબકારાની માફક આ મહાન વિચાર એના મનમા ઉદય પામી લુપ્ત થઇ ગયો. એના હ્રદયમાં સ્વર્ગિય પ્રકાશ એકાએક ચમકી વ્યાપાની જંજાળ અને લેણદેણની ચટપટીમાં લુપ્ત થઇ ગયો. પણ મહમ્મદના (સ) હ્રદયમાં એક પ્રકારની ઉદાસીનતા છવાઇ ગઇ, અને એનું કારણ ખુદ એ પણ ન સમજી શકયો.

મેળામાં લેણદેણ કરી મહમ્મદ (સ) મકકે પાછો આવ્યો. મક્કામાં પરસ્પર વિરોધની આગ ઝળકી ઉઠી હતી કુરેશ અને બીજા વંશો-પક્ષોની તલવારો મ્યાનોમાંથી બ્હાર નીકળી હતી. પોતાના પક્ષ સાથે મળી મહમ્મદે (સ) પણ વિરને છાજે એમ એ યુદ્ધમાં તલવાર ચલાવી. એ યુદ્ધ ઇતિહાસમાં ફેજાના યુદ્ધ તરીકે પ્રસિદ્ધ છે. એ લડાઇ કદાચ બંધ થતી તો કદાચ ફરી સળગી ઉઠતી. એમ નવ વરસ સુધી એ યુદ્ધ ચાલુ રહ્યું. જેમાં બે વખત મહમ્મદે (સ) તલવાર પકડી. બંને પ્રસંગે સર્વેએ એની વીરતા, નિભ-મતા અને રણ ચાતુરતાની પ્રસંશા કરી! પણ યુદ્ધનો કોલાહલ, તલવારોનો ઝણકાર, મૃત્યુ પામેલાઓના શબના ઢગલા, ઘાયલ થએલા સૈનિકોના દુઃખના પોકાર જોઇને અને સાંભળીને મહમ્મદના (સ) મનમાં એક પ્રકારની ઉદાસીનતા પ્રવેશ પામી. રણક્ષેત્રમાંથી રજા લઇ એ ઘેર આવ્યો, ત્યારે એને એક શાંત અને અનંત પ્રાંતમાં બકરાં ચરાવવાના કામમાં મૂકવામાં આવ્યો. બાળપણથીજ એને એકાન્ત પ્રિય હતું એ સર્વદા સંસારિક વિચારો ભૂલી કોઇ ગંભીર વિચારોમાંજ તલ્લીન રહેતો. ઘેટાં બકરાં ચરાવવાનું કામ મળવાથી એની ચિંતા-શીલતા વધુ વધી ગઇ! ઉપર અનંત આકાશ, નીચે

મરૂભૂમિ ! સૂર્યના પ્રચંડ તાપથી અનંત કાળથી એ પ્રમાણે રેતી ધકધકતી આવી રહી છે. જ્યાં દ્રષ્ટિ નાંખો ત્યાં સૂર્યના તાપથી તપેલી રેતીજ રેતી ! સર્વને ભૂલી એ આ જલહીન, વૃક્ષહીન, ભીષણ મરૂ-રેતીનું ધ્યાન ધરતો. અનંત આકાશ અને અનંત મહાસાગરનું ધ્યાન કરતાં કરતાં મહમ્મદનું (સ) હૃદય અનંતથી પણ વધુ આગળ વધવા લાગ્યું. દિવસ જતાં મહમ્મદનું (સ) એ એકાંત-ધ્યાન વૃદ્ધિ પામવા લાગ્યું. જરૂર વિના એ કોઇની સાથે બોલતો પણ નહિ. એ કદી કોઇ ગ્રંથ પણ શીખ્યો ન હતો. લખતાં વાંચતાં એને આવડતું હતું કે કેમ એ બાબતમાં મોટો સંદેહ છે. છતાંએ એકાંત પ્રકૃતિના ધ્યાનથી એ મહાન જ્ઞાન મેળવવા લાગ્યો. વિશાળ વિશ્વરૂપી ગ્રંથનો પાઠ કરી એ અવિનાશી પુરૂષનું જ્ઞાન સંચય કરવા લાગ્યો. નિરંતર એકાંત ધ્યાનથી એના હૃદયમાં અનંત પરમાત્માનું જ્ઞાન ધીમે ધીમે ઉદય પામવા લાગ્યું. જ્યોતિર્મય રૂપે હજુ સુધી એનું હૃદય પુલકિત નહોતું કર્યું. પરંતુ દિન પર દિન એના હૃદયમાં કરૂણા ભાવનો સંચાર થતો જતો હતો. નવા જીવનમાં સારાં લક્ષણો દેખાવા લાગતાં હતાં. એના મિત્રો તથા સ્વજનો સમજી ગયા કે, મહમ્મદના (સ) હૃદયમાં મહાન વિપ્લવ થઇ રહ્યો છે. એનો કરૂણ સ્વભાવ, સત્ય વ્યવહાર, નમ્રતા અને નિર્મળ ચરિત્રે સારા મક્કાવાસીઓના ચિત્તને પોતાની તરફ ખેંચી લીધાં. મક્કાનિવાસીઓ એને "અલ અમીન" અથવા સત્યનિષ્ઠ કહી સંબોધતાં.

અત્યારે મહમ્મદે (સ) આશુ ૨૫ મા વર્ષમાં પ્રવેશ કર્યો. એ વખતે મક્કામાં એક ખુદયજા (ર) નામક ધનવાન વિધવા સ્ત્રી વર્તમાન હતી. એની અતુલ ધન સંપત્તિનું કોઇ રક્ષક નહોતું. ખુદાજા (ર)

ભત્રીજાએ તેને સલાહ આપી કે, એ કામ ઉપર મહમ્મદને (સ) નિયત કરવો. મહમ્મદની (સ) સત્ય નિષ્ઠતાની વાત ચારે દિશામાં ફેલાઇ ચુકી હતી. ખુદયજાએ (ર) મહમ્મદને (સ) બે ઘણું વેતન આપી વેપાર કરવા માટે રાખવા કહ્યું. પણ મરૂપ્રાંતનો એકાંત છોડી મહમ્મદની (સ) ઇચ્છા વ્યાપારના કોલાહલમાં પડવાની ન હતી. ઘણીએ વાર એણે ના પાડી દીધી પરંતુ પિતા તુલ્ય અબુતાલિબના અનુરોધ અને ખુદયજાની (ર) પ્રાર્થનાથી મહમ્મદે (સ) ફરી વૈશ્યવૃત્તિ-વ્યાપારનું અવલંબન કર્યું. ફરી એ વ્યાપાર માટે બસરા, આલપ્પો, ડેમાસ્કસ આદિ નગરોમાં જવા લાગ્યો.

સૌથી પહેલાં સીરીઆની પેલી બાજુ ફરી આવી મહમ્મદ (સ) ખુદયજાને (ર) વ્યાપારમાં થએલી નફાની વાત કહેવા લાગ્યો એ પહેલાં ખુદયજાએ (ર) મહમ્મદને (સ) કદી નીહાળ્યો ન હતો. પરંતુ એની સત્યનિષ્ઠા–સાધુતાની કથા એણે મક્કાના આબાલ વૃદ્ધ વનિતાઓના મુખથી સાંભળી હતી અને તેથી તે તેના ઉપર ખરા હૃદયથી શ્રદ્ધા રાખી રહી હતી

આ પ્રસંગે તે શ્રદ્ધા ભાજનની મૂર્તિ જોઇને ખુદયાજ મુગ્ધ થઇ ગઇ. એના કાળા–લાંબા કેશ, પ્રશસ્ત લલાટ, લાંબુ પણ પાતળુ મુખ, કાળી પણ વિશાળ આંખ, સુશોભિત નાસિકા, સાધારણ કદ, અને શરીરનો કોમળ છતા મજબુત બાંધો જોઇ એક ક્ષણને માટે ખુદયજાનું (ર) હૃદય ચંચળ બની ઉઠયું. મહમ્મદ (સ) મુસાફરી અને વેપારની વાત આરંભથી કહેવા લાગ્યો. ખુદયજા (ર) અનિમેષ નેત્રોથી એ સુંદરતાની મૂર્તિના દર્શન કરવા લાગી. લાભ–નફાની વાત સાંભળી ખુદયજાએ (ર) મહમ્મદને (સ) સારી રીતે ધન્યવાદ આપ્યો, અને ફરીથી દક્ષિણ બાજુની મુસાફરીએ જવાને કહ્યું. એ યાત્રા-મુસાફરીમાંએ

મણો લાભ થયો. એ પ્રમાણે ત્રણ વર્ષ સુધી મહમ્મદે (સ) વ્હેપાર કર્યા કીધો. હરેક વખત લાભ, સચ્ચાઈ અને નિર્લિપ્તતા જોઈ ખુદયજા (ર) એના પર અત્યંત મોહીત થઈ ગઇ. ખુદયજાએ (ર) પોતાની દાસી નફ્સાને મહમ્મદ (સ) ની પાસે મોકલી—

"આપની આયુ આટલી બધી યુવાન છે, શું આપ વિવાહ નહિ કરશો ?" નફસાએ મહમ્મદ (સ) પાસે આવી કહ્યું.

"જેનામાં પોતાની સ્ત્રીનું ભરણ પોષણ કરવાની શક્તિ ન હોય તેણે વિવાહ—લગ્ન કરવાં એ આપત્તિ વહોરી લેવા બરાબર છે."

મહમ્મદ (સ) પ્રત્યુત્તર વાળ્યો

"પરંતુ જો કોઈ ઉચ્ચ કુળમાં પેદા થએલી રમણી કે જે ધનવાન હોય અને આપને ચાહતી હોય તો શું આપ વિવાહ નહિ કરો?"

નફ્સાએ વળી વધુ પ્રશ્ન કર્યો.

"એ સ્ત્રી કોણ છે?" મહમ્મદ (સ) પ્રશ્ન કર્યો

"ખુદયજા (ર)" નફસાએ સુણાવી દીધું.

એ વાતમાં મહમ્મદ (સ) ને વિશ્વાસ ન બેઠો. પરંતુ નફસા વિવાહ કરાવી આપવાની પ્રતિજ્ઞા લઇને ચાલી ગઇ! આ સમયે મહમ્મદ (સ) ની ઉમર અઠ્ઠાવીસ વર્ષની હતી. ને ખુદયજાની (ર) ચાલીશ વર્ષની હતી. ખુદયજાના (ર) યૌવનનો સમય ચાલી ગયો હતો, પરંતુ સુંદરતા કમી નહોતી થઇ. વિવાહની વાતચીત પછી જ્યારે મહમ્મદ (સ) તેને મળ્યા ત્યારે તે લજ્જાની મારી તેની સાથે વાત પણ ન કરી શકી

એજ અવસ્થા મહમ્મદ (સ)ની પણ થઈ પછી વિવાહનો નિશ્ચય કરી મહમ્મદ (સ) પોતાને ઘેર ચાલી નીકળ્યો. વિવાહમાં સંમતિ આપવા અર્થે ખુદયજાએ (ર) પોતાનાં અને મહમ્મદ (સ)નાં સ્વજનોને આમંત્રણ આપ્યું. આબુતાલિબ અને ખુદયજાનાં (ર) સંબંધીઓએ વિવાહ સંબંધ સ્વીકાર્યો. મહમ્મદે (સ) શકિત પ્રમાણે ગરીબોને દાન કર્યું. એ સુખના સમયમાં પણ એ પોતાની પાળક માતા હલીમાને ન ભૂલ્યો અને એને મકકે લાવી આદરસત્કાર કરી કેટલીક ભેટ આપી. આ આનંદ પ્રસંગે પોતાની વહાલી માતા અમીનાની યાદથી એના મુખ ઉપર દુઃખની રેખાઓ દેખાઈ આવી.

મહમ્મદ (સ) અને ખુદયજાનાં (ર) લગ્ન એટલે તો હીરા અને સોનાનો સયોગ જાણે સોનું અને કસ્તુરી ભેગાં ભળ્યાં ? ખુદયજા (ર) તીવ્ર બુદ્ધિશાળી, સરલહૃદયા અને ગૃહગ્રહિણી રમણી હતી. મહમ્મદ સ) ના ગંભીર અને વિચારશીળ ચારિત્ર્યને એણે વધુ મોહિત કરી દીધું. સ્વામિ અને સ્ત્રી એક બીજા તરફ પ્રેમ અને શ્રદ્ધાની દ્રષ્ટિથી જોતાં જોતાં પોતાના દિવસો સુખચેનમાં ગાળવા લાગ્યાં. અનેકો ઘરમાં પ્રેમ અને પવિત્રતા, વિજય અને શાંતિ વીરાજતી હતી. સંસાર, શી ખબર, કેટલાએ વિવાહો રોજ થતા હશે ? પરંતુ પતિ પત્નીમાં આવો અથાગ પ્રેમ ભાગ્યેજ દેખાતા હશે ! મહમ્મદ (સ) ગરીબ અને ખુદયજાનો (ર) નોકર હતો, ખુદયજા (ર) અતુલ ધન સંપત્તિની અધિકારીણી હતી. ઐશ્વર્યશાલિની સ્ત્રીથી પતિ હંમેશ અપમાન પામે છે, પરંતુ ખુદયજા (ર) તો સ્વામિના પ્રેમમાં પોતાને એટલી ભૂલી ગઇ કે, ધન તો શું પરંતુ એનું મન અને હૃદય સુદ્ધાં પતિમય બની ગયું. અને એક બીજા સાથે પોતાના દિન ગુજારવા લાગ્યાં કોઇ કોઇ વખત મહમ્મદ (સ) વ્યાપારાર્થે બીજા

દેશોમાં જઇ વ્યાપાર કરતો, અને બાકીનો સમય ખુદયજા (ર) ના મધુર પ્રેમમાં વીતાડતો. ક્રમશઃ ખુદયજા (ર) થી મહમ્મદ (સ) ને છ સંતાન થયાં. બે પુત્રો અને ચાર કન્યા. જ્યેષ્ઠ પુત્ર કાસિમ અને કનિષ્ઠ પુત્ર અબદુલ્લા. બને નાનપણમાંજ મૃત્યુ પામ્યા. ચાર કન્યાઓ ઝૈનત, રૂકીઆ, ઉમકુલસમ અને ફાતમા પોતાની માતાનું મન રંજન કરવા લાગી.

ખુદયજા (ર) ની અપૂર્વ સંપત્તિને લીધે મહમ્મદ (સ) ને કોઈ સાંસારિક ચિંતા તો હતીજ નહિ. હવે એણે જુદા જુદા સત્કાર્યોમાં ધ્યાન પરોવવા માંડયું. મહમ્મદે (સ) પહેલાં ભિન્નભિન્ન પ્રકારના અત્યાચારો દૂર કરવાને સભાઓ–મંડળો સ્થાપ્યાં જેને ‘ ફુજુલ ’ કહેતા. સમયના પ્રવાહમાં ધીમેધીમે આ સભા ભાગી પડી અને મક્કા નગરમાં અત્યાચારો બહુ વધવા લાગ્યા–ધોળે દિવસે એક સબળ આદમી નિર્બળનું ધન લુંટી લેતો, કોઇ ક્રોધાંધ થઇ કોઇનો પણ વધ કરી નાખતો અને કમજોર–અબળા–સ્ત્રીઓ પર પાશવીક અત્યાચારો થતા હતા. મહમ્મદ (સ) થી પોતાની જન્મભૂમિની આ દશા ન દેખી શકાઇ. એણે ફરી ‘ ફુજુલ ’ સભા સ્થાપી–મક્કાના ચાર પાચ કુટુંબોએ નિર્બળ અને કમજોરોને સહાયતા કરવાનું વચન આપ્યું.

આ સમયે મહમ્મદ (સ) ની ઉંમર ૩૫ વર્ષની હતી. નજીકના પહાડમાંથી એક પાણીનો પ્રવાહ કાબા મંદિરમાં વહી આવ્યો જેથી મંદિર તૂટી ગયું ! સઘળા મક્કા–નિવાસીઓ મંદિર ફરી બાંધવાને મંડી પડયાં. એવા સમયમાં ઉસમાન નામના એક દ્રોહી અને ઇસાઇ ધર્માનુવલંબી આરબ ઉસમાને મક્કા શહેરને યુનાનીઓના હાથમાં સોંપી દેવા જાળ-પ્રપંચ રચી. જે સમયે આ

ષડયંત્ર-કપટ-પૂર્ણ થતા, સેનાની ફોજ મક્કા-શહેરમાં ઘુસવાને આવી પહોંચી, તે વખતે મહમ્મદે (સ) ઉસમાનનાં, વિશ્વાસઘાત અને ષડયંત્રની વાત પ્રગટ કરી. બાકીના સમયમાં મક્કાવાસીઓ સાવધાન થઈ ગયાં. મહમ્મદે (સ) સર્વને જન્મભૂમિની સ્વતંત્રતા જાળવવા માટે ઉત્તેજીત કર્યાં. જે મક્કા શહેર એક પળમાં દુશ્મનના કબજામાં જાત તે ફરીથી સ્વાધિનતા પૂર્વક શીર ઉંચકી ખડું થયું. ચારે દિશામાં મહમ્મદ (સ) ની પ્રશંસા થવા લાગી. ત્યાર બાદ કાબા મંદિર ટુંક મુદતમાં ફરી બંધાઈ ગયું. મંદિરમાં 'હજ રૂલ અસવદ' નામક એક પવિત્ર પત્થર હતો. સર્વમાં વિશ્વાસ પૂર્વક માન્યતા હતી, કે આ પત્થર બાવા આદમની સાથે પૃથ્વી પર પડયો હતો, જેથી તે પવિત્ર મનાયો અને એને ચુંબવાથી અનંત પૂણ્ય મનાતું. જ્યારે બીજું મંદિર તૈયાર થઈ ગયું કે એ ઝઘડો ઉપસ્થિત થયો કે, એ પત્થરની સ્થાપના કોણ કરે? ધીમેધીમે ઝઘડો વધી પડયો અને સર્વ ક્રોધાંધ થઈ તલવારથી એનો ફેંસલો કરવા તૈયાર થયા. મહમ્મદે (સ) એ ભયાનક હત્યા કાંડમાંથી પોતાનાં દેશબાંધવોને બચાવ્યાં. તરત પછી, એણે એક મોટી ચાદરમાં એ પત્થરને મૂક્યો અને સર્વ જાતીને એ ચાદરના છેડા પકડી ચાલવા કહ્યું, જ્યારે વેદી નજદીક પત્થર લાવી પહોંચ્યો ત્યારે મહમ્મદે (સ) પત્થરને પોતાને હાથે ઉંચકી તેને સ્થાપિત કરી દીધો. એ પ્રમાણે દિન પર દિન એનું માન, પ્રભાવ અને ખ્યાતિ વધતી ચાલી

મહમ્મદ (સ) નું હૃદય કોમળ ભાવ પૂર્ણ હતું, મનુષ્યને પશુની માફક ગુલામ બનાવી વેચવું-ખરીદવું એ એને પસંદ ન હતું. પોતાના દેશ વાસીઓના આ જુલમો દેખી જોઈ એ દુઃખી થતો

હતા. એક વખત ખુદયજા (ર) ના કોઈ આત્મીય જનો-સગાએ એને એક જૈદ નામક ગુલામ-ભેટ કર્યો. જૈદની સાધુતા અને નમ્રતા પર મોહીત-થઈ મહમ્મદે (સ) એને મુક્ત કર્યો પણ જૈદ મહમ્મદના ગુણો પર એટલો મોહ પામી ગયો કે, તે પોતાની આખી ઉંમર ભર મહમ્મદથી (સ) દૂર ન ખસ્યો અને સુખદુઃખ વિપત્તિ સંપત્તિમાં હંમેશ મહમ્મદ (સ) ની સાથેજ રહ્યો

## પાંચમું પ્રકરણ

### —નબુવ્વત—

મહમ્મદ દરિદ્ર હતો, ગરીબ હતો. ભોજન અને વસ્ત્ર માટે એને ઘણુંજ કામ કરવું પડતું. એ પોતાની ધારેલી મુરાદ પૂર્ણ ન કરી શકતો. સંસારનો કોલાહલ તેને બાલ્યાવસ્થાથીજ ગમતો ન હતો. થોડો પણ સમય મળતાં એ પહાડની ગુફા તરફ ચાલી જતો અને ત્યાં ઊંડા ચિંતા-સમુદ્રમાં ગરકાવ થતો. વિવાહ-લગ્ન પછી તો એ ભોજન વસ્ત્રની ચિંતા ભાગેજ રહી. ખુદયજા (ર) ની અતુલ સંપત્તિના એણે સર્વ જરૂરતો પૂર્ણ કરી. હવે તો એની એકાંત પ્રિયતા દિન પ્રતિદિન વધતીજ ચાલી. શહેરનો ત્યાગ કરી હંમેશ એ હેરા પર્વતની ગુફાઓમાં કઈ ઘણો વખત બેસી રહેતો. ત્યાંથી પાછા ફરી એ ભક્તિથી એ કાબા મંદિરની પ્રદક્ષિણા કર્યા પછી કાળા પત્થરને ચુંબન કરતો

દિન પ્રતિદિન એની ધર્મની તૃષા વધતી જતી. મક્કા નિવાસીઓની ભક્તિ પણ એના તરફ અધિક વધતી ચાલી.

બબ્બે વખત તો એણે સીરીઆની યાત્રા કરી હતી. વિદેશી સભ્યતા અને જ્ઞાનથી એની આંખો ખૂલી ગઈ હતી. પોતાની માતૃભૂમિનાં સંતાનોની ઘોર મૂર્ખતા અને જંગલીપણાથી એના હૃદયને ઘણુંજ દુઃખ થતું. જ્યાં જુઓ ત્યાં સર્વત્ર અત્યાચાર, લડાઇ, ઝઘડા, દુઃખ, કલેશ અને ખૂન ખરાબી સિવાય બીજી વાતજ નહિ. સ્ત્રીઓની દુર્દશાનો તો અંતજ કયાં હતો ? વિચાર ઉદ્ભવતાં વેંતજ એક પુરૂષ ગમે તેટલી સ્ત્રીઓ સાથે લગ્ન કરી લેતો, અથવા તો વિના પ્રયોજન તેમને કષ્ટ દઇ ઘર બ્હાર કાઢી મૂકતો. ઘરબાર વિનાની નિરાશ્રિત કેટલીયે સ્ત્રીઓ રસ્તાઓમાં અને દરવાજે દરવાજે ભીખ માગતી ફરતી હતી ! જન્મ થતાંજ બાળકોનાં ગળાં ગરદનથી દૂર થતાં.

કયાં એ પ્રકૃતિનું પ્યારૂં પુષ્પ નાનકડા હાથ હલાવી સંસારને મોહિત કરતું, અને કયાં એ કઠોર પ્રકૃતિના આરબ નિવાસીઓનું એવા ઉગતા પુષ્પ સમ બાળકોને મારી રેતીમાં દાટી દેવાનું કઠોર કૃત્ય ? ગુલામો પર થતા અમાનુષી અત્યાચારોથી શાંત રાત્રીના પ્રહરોમાં પણ રડવા અને કકળવાનાં દુઃખદ અવાજો સંભળાઈ રહ્યા હતા લજ્જા અને મનુષ્યતાનો ત્યાગ કરી નગ્ન-વસ્ત્રહીન સ્ત્રી પુરૂષો તાળીઓ વગાડી કાબા મંદિરની પ્રદક્ષિણા કરવી એ ધર્મ સમજતાં. સ્ત્રી પુરૂષના પવિત્ર સંબંધનું અસ્તિત્વ નષ્ટ કરવામા આવતું હતું, અને પરસ્ત્રી વ્યભિચારથી અરબ દેશનું વાતુ મંડળ દુષિત થઇ ગયું હતું. જ્યાં સુધી મહમ્મદ (સ) સાંસારિક પ્રવૃત્તિમાં ફસી રહ્યો હતો અને વ્યાપારને લીધે એને દેશ પરદેશ

જવુ પડતું ત્યાં સુધી તો આ બધાં દુઃખો એણે નરીતા નિહાળ્યા પરંતુ જ્યારે સાંસારિક કામોથી એને અવકાશ મળ્યો ત્યારે સ્વદેશની આ દુર્ગતિ એના હૃદયમાં આઘાત કરવા લાગી.

બાદ વિચાર કરી એને માલુમ પડ્યું કે, ચણાજ ભારે નૈતિક પરિવર્તન વિના અરબ-વાસીઓના કલ્યાણની કોઇ આશા ન હતી. જે કોમ-જાતિ અજ્ઞાનતા અને સભ્યતાના અંધકારમાં સ્વકલ્યાણના માર્ગ ભુલી ગઇ છે, તે મહાન પરિવર્તન વિના કદી સુધરી નથી શકતી. મહમ્મદના (સ) હૃદયમાં રાત દીન એ ચિંતા થવા લાગી કે, શું કરવાથી નૈતિક-વિપ્લવ થઇ શકે. ? કયા ઉપાય હાથમાં ધરવાથી આ જાતિ નાશના મુળમાંથી બચે? એણે પોતાની આંતરીક તપાસ કરી જોયું એ મહાન કાર્ય માટે એને પોતાની શક્તિ ક્ષુદ્ર લાગી એને લાગ્યું કે, દૈવી શક્તિ વિના માનવશક્તિ દેશમાં વ્યાપેલી દુર્ગતિને દૂર ન કરી શકે. હાય આરબ ! તારું કલ્યાણ કેમ થશે ? તું કેવી રીતે દુઃખ મુક્ત થાય ! આ ચિંતા મહમ્મદ (સ) ના હૃદયમાં ઘા કરવા લાગી. રાત દિન તે એજ ચિંતામાં ડુબતો હતો. પહેલાં એ રમજાનના પવિત્ર માસમાં પોતાના પરિવાર સાથે ચાલી જતો અને એકાંત સુખનો અનુભવ કરતો પણ હવે તો એને મનુષ્યની વસ્તીથી દૂર પર્વતની કંદરાઓમાં સિવાય કોઇ અન્ય સ્થળે- એક ક્ષણ પણ એનતું ઠીક ન લાગતું. વિચાર વમળમાં કોઇ કોઇ વખત તો આખી રાત્રી વીતી જતી, અને કોઇ વખત તો દુઃખ-ત્રાસ ભુલીને પહાડોમાં પડી રહેતો હતો. એ કદાચ રડી દેતો. ત્રીક વિહ્વળ થઇ પત્થરો સાથે માથું પછાડતો કદી બેહોશ-મુર્છીત થઇ જતો. કદી સ્થિર દ્રષ્ટિ રાખી અનંત આકાશની પેલે પાર ટીકી ટીકીને જોતો અને પ્રકૃ-

સમજવાનો સ્ફોટ ન થઈ શકે ? ફરી એ વિચારતા કે કાબા મંદિરમાં જે ૩૬૦ દેવતાઓ છે, તો શું મનુષ્યનું હૃદય, મન અને શરીર બનાવી શકે છે ? જે દેવતા સ્વયં પોતાની રક્ષા નથી કરી શકતા, રંગ અને બલિની વાસથી હજારો બલ્કે લાખો ચકલીઓ, અને માખીઓ દેવતાઓનાં માટી અને લાકડાંના શરીરમાં પ્રવેશ કરે છે. છતાંએ તેને જરા હલાવી દેવાનીએ તાકાત જેનામાં નથી તેવા પ્રાણહીન, નિશ્ચેષ્ટ અને જડ પિંડોથી શું આ વિશ્વ અને અનંત જીવ જંતુઓ બની શકે ? જે દેવી અને દેવતાઓને મનુષ્ય માટી, પત્થર અને લાકડાથી બનાવે છે, જે સેંજ ઉઠાડવા, બેસાડવાથી ભાગી જાય છે, જેને માખી અને કીડા બગાડી નાખે છે, જે સેંજ પણ હાલી ચાલી નથી શકતાં શું તે આ સચરાચર-જીવન-પ્રાણમય સંસારને બનાવી શકે છે ?

તેત્રીસ વર્ષની અવસ્થામાં મહમ્મદ (સ) ની આ સ્થિતિ હતી. એ પહેલાં તો એ કલાક અર્ધો કલાકજ એકાંતમાં ધ્યાન ધરતો પણ હવે તો એ રાત દિન એકાંતમાં ધ્યાન મગ્ન રહેવા લાગ્યો. હીરા પર્વતની ગુફામાં ધ્યાન ધરતાં ધરતાં એમ સાત વર્ષ વીતી ગયા. એની ઉંમર ચાળીસ વર્ષની થઈ ત્યારે તો તે એટલો બધો ધ્યાન પ્રિય થઈ ગયો, કે ખાવું પીવું, સૂવું, બેસવું, બોલવું બધું છોડી એ કેવળ ધ્યાનમાં લીન થઈ ગયો. શરીર દુબળું પડી ગયું, હાડકાં દેખાવા લાગ્યાં, પરંતુ હૃદયમાં સત્યનો પ્રકાશ ન થયો. જ્યારે એ પોતાની શુદ્ધિ ભૂલી જતો, ત્યારે કેવળ ખુદૈજા (ર) ની સાવધાનીથી, અને સુંદર સેવાથી એની રક્ષા થતી. એણે તો સમજી રાખ્યું હતું, કે અરબ નિવાસીઓ અનેક દેવ દેવીઓની પૂજા કરીને કુમાર્ગગામી બની રહ્યા છે અને

એજ કારણથી તેઓ સંસારકર્તાને જુદા છે એતો એની દૃઢ માન્યતા થઈ ગઇ હતી, કે સત્ય સ્વરૂપ પરમાત્માના આધાર વિના કોઇનો ઉદ્ધાર થઇ શકતો નથી.

(૫૩) એ પરમાત્માને શોધવામાં એ ગાંડો-પાગલ થઇ ગયો હતો. લોકો એને દિવાનો કહી ધુળ ઉરાડતાં, પણ મહમ્મદ (સ) કયી ભિતર ચિંતાથી પાગલ હતો તે એ લોક ક્યાંથી જાણે? મહમ્મદ (સ) જેને શોધતો હતો તે ન જડવાથીજ હૃદય શૂન્ય થયો હતો. લોકો એની હાંસી કરી તાળીઓ વગાડતાં, પણ એનું એને દુઃખ નહોતુ લાગતું. દુઃખ માત્ર એટલુંજ હતું, કે જેની એને અપેક્ષા હતી તેની પ્રાપ્તિ હજુ નહોતી થતી.

(૫૪) શૂન્ય પ્રાણ મહમ્મદે (સ) એ દુઃખથી છુટવાને ખાતર અંધારી રાત્રીમાં પહાડની ટોચ ઉપરથી કુદકો માર્યો, પરંતુ તેજ સમયે ખુદયજા (ર) એ તેને ઝીલી લીધો. તીર તલવારની ધારથી શીર કપાયા પછી જેમ ધડ જુદું પડી તરફડ્યાં કરે છે, તેમ ખુદયજા (ર) ના ગોદમાં મહમ્મદ (સ) તરફડવા લાગ્યો-પરંતુ જેને તે શોધતો હતો, તે તો તેને દર્શનજ નહોતો આપતો એવા તો કેટલાએ દિવસ અને કેટલીએ રાત્રીઓ વીતી ગઇ જે ઇશ્વર માટે આમ વ્યાકુળ રહે તેને ઇશ્વર દર્શન આપ્યા વિના રહી શકે કે? જે ઇશ્વરને માટે આમ પોતાના પ્રાણનું બલિ આપે છે, તેના હૃદયમાં પ્રકાશ કર્યા વિના શું ઇશ્વર રહી શકે? એક દિવસ મધ્ય રાત્રીએ મહમ્મદ (સ) પહાડના શિખર પર પડયો હતો, ત્યારે તેનું હૃદય તેજથી પૂર્ણ થઇ ગયું! બસ! આખો સંસાર પણ નિરમ થઇ ગયો. એ તેજની તીવ્રતા ન સહન થઇ શકવાથી મહમ્મદ (સ) બેહોશ થઇ ગયો શુદ્ધિ આવ્યા પછી તેણે કહ્યુ કે પોતાની

સ્હામે એક દિવ્ય પુરૂષ પોતાના પ્રકાશથી પ્રકાશીત થઈ ઉભા છે

ગંભીર રાત્રીના શાંત પ્રહરમાં વિશાળ પર્વતની ગંભીરતાનો ભંગ કરી અપૂર્વ અગ્રુત ભાષાહીન, અને શબ્દહીન એક મહા વાક્ય મહમ્મદ (સ) ના હૃદયમાં પહોંચ્યું. "મહમ્મદ (સ) ! પાઠકર " આજે મહમ્મદ (સ) ની સ્હામે વિશ્વગ્રંથ ખુલી ગયો હતો. મહમ્મદે (સ) દિવ્ય દૂતને સ્વસન્મુખ જોઇને અવાક હો કહ્યું, "મને ખબર નથી કે કેવી રીતે વાંચી શકાય છે ?" તે દિવ્ય પુરૂષે કહ્યું, "મહમ્મદ (સ) આંખો ખોલીને વાંચ !" સંસારના સર્વ પદાર્થોના કર્તાનું નામ લઇને વાંચ ! એણેજ મનુષ્યને જ્ઞાન દાન દઈ ગુઢ વિષયોનો જ્ઞાતા બનાવ્યો છે. એ સર્વનો પાલન-કર્તા અને ગૌરવમય છે, તેનું નામ લઇ વાંચ. "

મહમ્મદ (સ) ને લાગ્યું, કે એના હૃદયની ગુફામાં ગુઢ વાતો સુલભ થઇ ગઇ છે. જ્યાં ઘોર અંધકાર હતો, ત્યાં પ્રકાશ થઇ ગયો છે. આટલા બધા વરસોમાં જે શાન્તિનો અનુભવ એણે એક ક્ષણુ પણુ નહોતો કર્યો, તે શાંતિ આજે હાથ જોડીને ઉભી હતી. આ અજબ પરિવર્તન થયું જોઇ મહમ્મદ (સ) આશ્ચર્યમાં ડુબી ગયો. ફરી તે દિવ્ય પુરૂષે આદેશ આપ્યો, "જાઓ ! મહમ્મદ (સ) ! સત્ય ધર્મનો પ્રચાર કરો. " જે રાત્રીએ મહમ્મદ (સ) ને ઇશ્વરનું જ્ઞાન થયું, તેને "ગૌરવ રાત્રિ" કહે છે.

જેટલા આશ્ચર્ય સાથે એ દિવ્ય પ્રકાશ પ્રગટ થયો હતો, તેટલીજ ત્વરાથી તે અલોપ થઇ ગયો. મનુષ્યના હૃદયમાં પરમાત્માનો હૃદય-મોહક પ્રકાશ એવી રીતે પ્રગટ થઇ લોપ થઇ જાય છે, એનાથી ભકતનું હૃદય મુગ્ધ થઇ જાય છે. સવારમાં મહમ્મદ (સ) ધ્રુજતે પગલે મહા પરિવર્તન સાથે ઘેર આવ્યો ત્યારે એના

હૃદયમાં ઘોર સંદેહ ઉત્પન્ન થયો. એને વિચાર આવ્યો, કે જેને માટે એ રાત દિન ધ્યાન ધરતો હતો, તેણે દર્શન દીધાં છે, છતાં એને સંદેહ થયો, કે કદાચ એ ભ્રાંતિ તો ન હોય? વિશ્વાસ અને સંદેહના વિચાર–ઝુલામાં ઝુલતાં મહમ્મદે (સ) ખુદીજા (ર) ને રાત્રીની ઘટના કહી સંભળાવી. સ્વામિની વાત સાંભળી પતિપરાયણ પત્નિએ કહ્યું, "આજે તમે અતિ આનંદના સમાચાર સંભળાવ્યા. જેના હાથમાં ખુદીજા (ર) નું જીવન છે, એનું પુણ્ય નામ લઈને હું કહું છું, કે નક્કી પરમેશ્વરે તમને સત્ય-ધર્મના પ્રચારાર્થે આજ્ઞા આપી છે." મહમ્મદ (સ) ને ઉદાસ જોઈ ફરી તે બોલી, "પ્રસન્ન રહો, પ્રભુ તમને કદી લજ્જિત નહિ કરશે. તમે આત્મીય જનોનાં હૃદયના આનંદ, પડોશીઓનાં દયાર્દ્ર ચિત્ત–બંધુ, ગરીબોના આશ્રય દાતા, પ્રતિજ્ઞા પાલક અને સત્યના સહાયક છો." પ્રાણાધીકા પત્નિનો આવો ઉત્સાહ અને સહાયની મદદથી મનુષ્ય સંસારમાં સર્વ કંઈ કરી શકે છે, પરંતુ મહમ્મદ (સ) ના હૃદયમાં તો સંદેહે સ્થાન કર્યું. એ વારંવાર કહેતો, "જેને મેં ઈશ્વરી પ્રકાશ સમજ્યો તે કદાચ કાલ્પનિક દશ્ય તો ન હોય?" આવા સંદેહે શી ખબર કેટલાએ આદમીઓનો નાશ કર્યો હશે? કોણ જાણે, કેટલીએ વખત મનુષ્યના હૃદય પર પરમાત્માનો પ્રકાશ પ્રગટે છે, છતાં સંદેહ અને અવિશ્વાસને લીધે મનુષ્ય ઇશ્વરથી વંચિત રહી જાય છે.

મહમ્મદ (સ) ના હૃદયમાં ઘોર સંદેહનું મંથન ચાલવા માંડ્યું. એ ફરી આકુળ થઈ ગયો, જેને આ દશાનો અનુભવ હોય તેજ મહમ્મદ (સ) ની દશાનો ખ્યાલ આણી શકે. જે હીરા પર્વતના શિખર પર એને ઇશ્વરનાં દર્શન થઈ ચૂક્યાં હતાં ત્યાં

ફરી જઇને ખાવુ પીવું ત્યાગી એ ધ્યાન ધરવા લાગ્યા. મહમ્મદ (સ) વ્યાકુળ ચિત્તે રડવા લાગ્યો, ને કહેવા લાગ્યો, " એ ક્યાં છે? કે જેણે મને એક વાર દર્શન આપી મારા હૃદયને પ્રકાશીત કર્યું હતું." મહમ્મદ (સ) ના રોવા કકળવાના અવાજના પહાડમાં પડઘા પડવા લાગ્યા, પણ અવિશ્વાસના હાથમાંથી એનો છુટકારો ન થયો ફરી દીનતાથી એ પ્રાર્થના કરવા લાગ્યો, કે " હે અગાધ અગમ્ય પુરૂષ! મને સંદેહ ને અવિશ્વાસથી મુક્ત કરી મારા પ્રાણ બચાવો!" એમ એ વારંવાર પ્રાર્થના કરવા લાગ્યો. એ યોગ, ધ્યાન ભજન આદિ કંઇ એ ન જાણતો. વિશ્વ પિતાના દર્શન કાજે એ બાળકની જેમ આક્રંદ કરવા લાગ્યો. અંતમાં, એક દિવસ જ્યારે એ રસ્તામાંથી ચાલ્યો જતો હતો ત્યારે ત્યાં પેલું અશરીરી તેજ પ્રગટ થયું, એણે કહ્યું, " મહમ્મદ (સ) તારા વસ્ત્રની–શરીરની મલિનતા દૂર કર, સર્વને હોશિયાર બનાવ, અને પાલન કર્તા ઇશ્વરનું ગૌરવ વધાર" આ ઇશ્વર વાણી સાંભળી મહમ્મદ (સ) ના સર્વ સંદેહ ટળી ગયા, અને એ ચારે દિશામાં સર્જક ઇશ્વરનાં દર્શન કરવા લાગ્યો. અનંત આકાશની પેલી મેર એણે દ્રષ્ટિ દોડાવી તો એણે જોયું કે તે અનંત આકાશમાં બેઠેલું દેખાયું. ગ્રહ, ઉપગ્રહ અને નક્ષત્ર સર્વ એનાજ પ્રકાશથી પ્રકાશીત છે. ભૂમંડળ પણ એનીજ શક્તિથી ટકી રહ્યું છે. પર્વત, મરૂભૂમીમાં નૃત્ય કરતી અનંત રેતીએ એની સ્તુતિ કરી રહી છે. જે તરફ એણે દ્રષ્ટિ માંડી જોયું, ત્યાં સર્વત્ર એને પરમાત્માનો પ્રકાશ દેખાયો. ચક્ષુઓ બંધ કરી એણે જોયું, તો એ પરમાત્મા કોટી કોટી સૂર્ય ચંદ્રનાં પ્રકાશથી પ્રકાશિત થઇ હૃદયમાં વિરાજ્યો છે. બીજા અનેક પ્રકારે મહમ્મદે (સ) એ જ્યોતિર્મય વિના બીજું કંઇ

ન જાણ્યુ. જીવાત્મા તથા પરમાત્માનો તેને સાક્ષાતકાર થઈ ગયો! મહમ્મદ (સ) પ્રસન્ન થઇ ગયો, અને પ્રભુની આજ્ઞાનુસાર પ્રભુનું નામ ગૌરવાન્વિત કરવા માટે એણે કમર કસી, એક માત્ર અજન્મા, નિર્વિકાર, સૃષ્ટિ કર્તાના પવિત્ર નામની ઘોષણા કરવાને અને જડ પૂજાનો મોહપાશ ભાગી નાખવા માટે એણે મહા સંગ્રામની સુચના કરી દીધી. પોતે નવજીવન પ્રાપ્ત કરી સ્વદેશ વાસીઓમાં નવજીવન પ્રેરવાને માટે તે આગળ વધ્યો. આટલા દિવસ પછી જન્મભૂમિના સુધારા માટેનો માર્ગ મેળવી એણે સર્વને એ રસ્તે લાવવા માટે કમર કસી.

---

## —પ્રકરણ છઠ્ઠું—

---

## પ્રચાર અને અત્યાચાર.

કેટલાંએ વર્ષોના અસીમ કષ્ટ અને તપશ્ચર્યા પછી મહમ્મદ (સ) ની ઇચ્છાઓ પૂર્ણ થઇ. એના મુખમાંથી આનંદની ચમક, અને હૃદયમાંથી પ્રસન્નતાની લહેરો વહી ઉઠી. એના પવિત્ર શરીરની ચોગમ પવિત્રતાની સુગંધ ફેલાવા લાગી. આનંદથી તલ્લીન હૃદયે એ પોતાની પ્રાણાધિકા ખુદેજા (ર) સન્મુખ ઉપસ્થિત થયો. રાત દિન એની આંખોમાંથી અશ્રુઓ સુકાતાંયે નહિ. હાહાકાર અને આર્તનાદ વિના બીજો શબ્દ એના મુખમાંથી ભાગ્યેજ નીકળતો. આજે તે મહમ્મદ (સ) ચારે દિશાઓમાં આનંદની વર્ષા હેલી કરતો સ્વગૃહે આવ્યો. પતિનું મુખડું નિહાળી

ખુદયજા (ર) સમજી ગઈ, કે જેના વિરહમાં એ—મહમ્મદ—વ્યાકુલ ચિત્ત હતો. તેની આજે અવશ્ય પ્રાપ્તિ થઈ છે. મહમ્મદે (સ) આનંદ પુર્ણ હૃદયથી ઇશ્વરકૃપાનું વર્ણન કર્યું. ઇલા અલૌકિક પ્રકાશની અદ્દભુત કથા શ્રવણ કરાવી. એ સાંભળી ખુદયજા (ર) નું શરિર રોમાંચિત થઈ ગયું. સ્વામિના મુખમાંથી ઇશ્વરની વાત સુણીને એ પણ આખા બ્રહ્માંડને ઇશ્વરમય જોવા લાગી. ભ્રમ અને અજ્ઞાનનો નાશ થયો, જડ મૂર્તિઓની પૂજા છોડી ખુદયજા (ર) એ સર્વથી પ્રથમ મહમ્મદ (સ) ના ધર્મની દિક્ષા લીધી. ખુદયજા (ર) ના હૃદયમાં સત્ય ધર્મની સાચી નિષ્ઠા જોઈને મહમ્મદ (સ) ના હૃદયનો આનંદ અપરિસીમ વધ્યો. પોતાની પ્રાણાધિકા પત્ની પોતાની સહચારીણી જોઇને એનો ઉત્સાહ હીગણો વૃદ્ધિમંત થયો. સ્વામિ અને સ્ત્રી બન્ને એક સાથે ભક્તિ અને શ્રદ્ધાથી હર હંમેશ એક માત્ર ઇશ્વરની ઉપાસના કરવા લાગ્યાં.

જંગલમાં સળગી ઉઠેલો દાવાનલ જેમ ધીમેધીમે વધી જતાં આખા જંગલમાં ફેલાઈ વધી જાય છે, તેમ તેમનો વિશ્વાસ વૃદ્ધિમંત થતોજ જતો હતો. હૃદયના એક ખૂણામાં છુપાયલી ચીનગારી, ક્રમશઃ ક્રમશઃ કરોડો નર નારીઓનાં હૃદયમાં સળગી ઉઠે છે, અને અંતમાં એક મહાન પરિવર્તન થઈ જાય છે. ખુદયજા (ર) એ મહમ્મદ (સ) ના ધર્મની દિક્ષા લીધી તે પછી અબુતાલીબના પુત્ર અલી (ક) અને મહમ્મદે (સ) પણ દીક્ષા લીધી એ વખતે અલી (ક) ભાગ્યેજ ચૌદ વર્ષનો હશે! પરંતુ એ કોમળ વયમાં પણ એના હૃદયમાં એ સત્ય ધર્મના બીજના અંકુર ફુટી નીકળ્યાં. એ બીજનું આગળ જતાં વિશાળ વૃક્ષમાં રૂપાંતર થયું અને એ વૃક્ષની શિતળ છાયામાં સંસારના ચોથા ભાગે શરણ

લીધું-સ્વીકાર કર્યો. હૃદયના આવેગ અને શુદ્ધ પ્રેમથી અલીએ (ક) મહમ્મદ (સ) નું અનુકરણ કર્યું અલી (ક) અને ખુદૈજા (ર) ને લઈ મહમ્મદ (સ) મક્કા શહેરની નજીક કોઈ ગુફામાં ચાલી નીકળતો, અને ત્રણે આત્માઓ સાથે મળી વિશ્વપતિ, પરમપિતા પરમાત્મની ઉપાસના અને પ્રાર્થના કરતાં. એક દિવસ એ ત્રણે આત્માઓ ધ્યાન મગ્ન હતાં, ત્યારે તેમને જોઈ અબુતાલીબ આશ્ચર્ય ચકિત થઈ ગયો.

એણે પૂછ્યું—' મહમ્મદ, (સ) તું જે આ ધર્માનુષ્ઠાન કરે છે, તેનો અર્થ શો છે ? " મહમ્મદે (સ) સત્ય હૃદયથી જવાબ વાળ્યો,- ' સ્વર્ગના દેવતાઓ અને આપણા પૂજ્ય પુરૂષ ઇબ્રાહીમ (ર) જે ધર્મનું પાલન કરતાં હતાં, તે પરમેશ્વરના સત્ય ધર્મનું હું અનુષ્ઠાન કરૂં છું. " ઇશ્વરે મને આજ્ઞા આપી છે, કે મનુષ્યોને સત્ય ધર્મનો માર્ગ બતાવ. આપ મારા પિતા તુલ્ય છે, આપ પૂજ્ય અને સર્વશ્રેષ્ઠ પુરૂષ છો, હું તમનેયે પ્રાર્થના કરૂં છું, કે તમે પણ આ ધર્મનું પાલન કરો, અને સત્ય ધર્મના પ્રચારક બનો "

મહમ્મદ (સ) નાં આ જવલંત વિશ્વાસ પૂર્ણ વાકયો સાંભળી અબુતાલીમે કહ્યું,—" હું તો હવે વૃદ્ધ થયો છું. બાપ-દાદાઓથી ઉતરી આવેલા ધર્મનો હું હવે ત્યાગ કરી શકતો નથી, પણ હું ઇશ્વરનું નામ લઈ કહું છું, કે જ્યાંસુધી હું આ સંસારમાં સદેહ—જીવતો છુ, ત્યાંસુધી તમારૂં કોઈ અનિષ્ઠ ન કરી શકશે. " મહાનુભાવ અબુતાલીબે ફરી અલી (ક) તરફ દ્રષ્ટિ ફેરવી પુછયું, " બેટા, તું કયા ધર્મનું પાલન કરી રહ્યો છે ? " અલી (ક) બાળક હતો, પણ હૃદયની સચ્ચાઈ અને શ્રદ્ધાની પ્રબળતામાં એ કોઈથી ઉતરે તેમ નહતો. એણે કહ્યું.—" હું ફક્ત એક-અદ્વિતિય

ઇશ્વર પર વિશ્વાસ-શ્રદ્ધા રાખી સત્ય ધર્મના પ્રચારક મહમ્મદ (સ) નો અનુગામી થયો છું."

અબુતાલીબને પૂર્ણ વિશ્વાસ હતો, કે મહમ્મદ (સ) કદી કોઇને કુમાર્ગે નહિજ લઇ જાય, તેણે અલીને કહ્યું-"જાઓ એનું-મહમ્મદ (સ) નું-અનુકરણ કરો, એજ તને સુમાર્ગે લઇ જશે."

તેના પછી કુરેશ કુટુંબનાં એક અબ્બાસ નામક ૪૦ વર્ષના પુરૂષે નવા ધર્મની દીક્ષા લીધી. એ પુરૂષ ઘણો જ્ઞાની અને સમજદાર હતો મુસ્લીમ-ઇતિહાસમા એ અબુબકકરના (ર) નામથી પ્રસિદ્ધ હતો. અબુબકકર (ર) મકકા નગરમાં પોતાની ધીરતા, નમ્રતા, અને દાનશીળતાથી પ્રસિદ્ધ હતો, એથી મકકાવાસીઓ એના પર શ્રદ્ધા રાખતાં કુરેશ-કુટુંબ પર એનો મહાન પ્રભાવ હતો. જે વખતે મહમ્મદે (સ) પોતાના સત્ય ધર્મનો પ્રચાર કરવા માંડયો, તેની પૂર્વે જે અરબસ્તાનના કેટલાક સમજુ પુરૂષોનો વિશ્વાસ મૂર્તિ પૂજામાંથી ઉડી ગયો હતો, અબુબકરની પણ જડ પૂજનમાંથી શ્રદ્ધા દૂર થઇ હતી. કેટલાક સમયથી એ ઇશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવાની કોશીષમાં હતો, જેવી એણે મહમ્મદ (સ) ના સત્ય ધર્મની વાત સાંભળી, કે તરત એ ધર્મમાં એણે દીક્ષા લીધી, અને પોતાની સંપત્તિનો દોલતનો મ્હોટો ભાગ ધર્મ પ્રચારમાં આપી દીધો. દંત કથાઓ કહે છે, કે એની સંપત્તિ ચીસ હજારની હતી જેમાંથી ૧૮ હજાર રૂપીઆ એણે ધર્મ પ્રચાર અને સત્ય ધર્મની દિક્ષા લેનારાઓના ભરણ પોષણ પાછળ આપી દીધા. એનાજ ઉત્સાહ અને ઉદ્યમથી મહમ્મદ (સ) નો ભાણેજ સૈયદ ખુદાબજ (ર) ના અનિજાઓ, જોબાર અને ઉસમાન, જ્ઞાની પ્રતિભા સમજ અને

દાની અબ્દુલ રહેમાન અને અબુબકકર (ર) ના રિશ્તેદાર બલીગ્ર અને તાલા પણ સત્ય ધર્મમાં દિક્ષિત થયાં. સૈયદ ફક્ત ૧૬ વર્ષનો હતો. બાકીનાં બધાં તો પરિપક્વ વયનાં હતાં. ધીમે ધીમે નવા ધર્મની દિક્ષા લેનારાઓની સંખ્યા વધવા માંડી. અબ્દુલ રહેમાનની સાથે હારિસનો પુત્ર ઓબૈદ, અબુસલામ, જોહરાનો પુત્ર ઓબૈદા, અને ઉસમાન નવા ધર્મમાં જોડાયા. ઉસમાન (ર) કુરેશ વંશમાં ઘણોજ ધનીક હતો. મહમ્મદ (સ) ના આ સર્વ અનુયાયીઓ એટલા બધા સાચા અને ધર્મપ્રેમી હતા, કે તન-મન અને ધનથી સર્વ ધર્મનું પાલન કરતા હતા

ઋનિક ઉસમાનની પત્નિ એક દિવસ મલીન વસ્ત્ર સાથે મહમ્મદ (સ) પાસે આવી-તેને મલીન વેશમા જોઇ મહમ્મદે (સ) કહ્યું,—' તારો પતિ આટલો બધો ધનીક છે. ને તેં આટમાં બધાં મલિન વસ્ત્રો કેમ પહેર્યા છે ! " એણે ઉત્તર વાળ્યો, "આ સંસારમાં મારે સુખ ભોગવવાનું કંઇ નથી. મારા પતિ પ્રાર્થનામાંજ રાતદિન પસાર કરે છે. " આ સારિરીક નિયમની વાત સાંભળી મહમ્મદે (સ) એક દિવસ ઉસમાનને કહ્યું,—' ઉસમાન, શરીર અને કુટુંબ તરફ પણ તારું કર્તવ્ય રહ્યું છે. ફક્ત ઉપાસનાજ જીવનનું એક માત્ર કર્તવ્ય નથી. પ્રાર્થના કર અને નિંદ્રા લે, ઉપવાસ કર ને ભોજન પણ લે. " મહમ્મદ (સ) ના અનેક શિષ્યો ઉસમાન મહાધર્માત્મા, સત્યનિષ્ઠ અને વિરાગી હતા. એ શિષ્યોમાં અબુબકકર (ર), ઉસમાન, તાલા, અબ્દુલ રહેમાન સોદાગર સાદ તીર બનાવનારાઓ અને કસાઇઓ પણ હતા એ પ્રકારે કોઇ દરજી, કોઇ ગવૈયા, કોઇ શરાબ વેચનાર અને કેટલાક કારીગરો પણ શામીલ થયાં ગમે તે સંખ્યાબંધ માણસ આ નવા ધર્મમાં

સામેલ થઇ શકતો. મહમ્મદ (સ) ની પવિત્રતા, સત્યનિષ્ઠતા, અને એને ભીતરથી સારી રીતે ઓળખતાં હતાં, જેમણે બાળપણથી મહમ્મદ (સ) ને જોયો હતો, રાત દિન મહમ્મદ (સ) ની સાથે રહ્યાં હતાં, રાત દિન મહમ્મદ (સ) ની સાથે વસ્યાં હતાં. એ બધાએ સર્વથી પહેલાં મહમ્મદ (સ) માં શ્રદ્ધા રાખી, એને પોતાના સત્ય ધર્મનો પ્રચારક માન્યો. મહમ્મદ (સ) ના પ્રથમ તેર શિષ્યો એના ખાસ સહાયક હતા અને અંત સુધી રહ્યા. કોઇએ ક્ષણ માત્રને માટે પણ એનો વિશ્વાસઘાત નહોતો કર્યો. એના આવા સહાયકોના પરાક્રમ, શૌર્ય અને ઉત્સાહથી અખીલ અરબ દેશ એકય સૂત્રથી બંધાઇ ગયો. એ બધાના અપૂર્વ પરિશ્રમથી આ મહાન સામ્રાજ્ય સ્થાપન થયું.

મહમ્મદ (સ) ને એવા શિષ્યો મળ્યા હતા, કે જેમનાં અટલ વિશ્વાસ, પ્રેમ અને ઉત્સાહ ચીર સ્થાયી હતાં. આવા વિશ્વાસુ સહાયકોની મદદ છતાંએ નવા ધર્મ માં અનુયાયીઓની સંખ્યા ત્રણ વર્ષ માં ચોવીસથી વધુ નહિ વધી. મહમ્મદ (સ) નવા ધર્મ નો પ્રચાર કરી રહ્યો હતો. તેની ખબર મક્કા નિવાસીઓને પણ થઇ હતી. પરંતુ મહમ્મદ (સ) ને એઓ પાગલ સમજતાં હતાં. અને મહમ્મદ (સ) પ્રાચીન કાળથી ઊતરી આવેલા ધર્મ નો નાશ કરી શકશે નહિ એમજ માનતાં હતાં. કાબા મંદિરનો પુરોહિત નિશ્ચિત મને પોતાનો વખત પસાર કરતો હતો. એને સ્વપ્ને એ ખ્યાલ ન હતો, કે, મહમ્મદ (સ) એક દિવસ એની મૂર્તિ ઓને તોડી એની આજીવિકાનો ગુજારા-આધાર બંધ કરશે.

મહમ્મદ (સ) પોતાના વિશ્વાસુ અનુયાયીઓની સાથે ઘર કે કોઈ ઘરમાં યા એકાંત સ્થાનમાં ઇશ્વરનું ભજન કરતો. અજ્ઞાન

પુરોહિત લોકો એને જોતાં વેંતજ અંગુલી નિર્દેશ કરી કહેતાં જુઓ, " અબદુલ્લાનો પુત્ર આવ્યો, એ આ લોકમાં સ્વર્ગનો સંદેશો પહોંચાડવા આવ્યો છે. " આથી ઘણાએ લોક મહમ્મદ (સ) નો તિરસ્કાર અને અપમાન કરતાં.

એક દિવસ પોતાના અનુયાયીઓ સાથે એ પર્વતની કંદરાઓમાં પ્રાર્થના કરી રહ્યો હતો. એટલામાં મક્કાના કોઈ બદમાસો એ તેમાં ધસી આવી એમના પર ધસારો કર્યો, પણ સૈયદના પરાક્રમથી એ લોક હારી ભાગ્યા.

હવે મહમ્મદે (સ) નિશ્ચય કર્યો, કે ખુલ્લી રીતે પરમેશ્વરના નામની સત્ય ઘોષણા કરવી. એક વખત એણે કુરેશ વંશજોને નિમંત્રણ દીધું. ઘણા વખતથી કુરેશ કુટુંબમાં બે ભાગ પડી ગયા હતા. બંને ઠેકાણે મહમ્મદ (સ) નો સંબંધ હતો. મહમ્મદ (સ) ના નિમંત્રણથી બંને પક્ષવાળા એકત્ર થયા. ઈશ્વરનું નામ સ્મરણ કરી, મહમ્મદે (સ) સફા નામક પહાડના શિખર પર ઉભા રહી કહ્યું, કે " હે કુરેશ ભાઈઓ ! મારી વાત શ્રવણ કરો. હું તમને પૂછું છું, કે જો હું તમને કહું, કે પહાડની પેલી બાજુએ ફોજ ઉભી છે તો શું તમે વિશ્વાસ કરશો ? એકજ અવાજે કુરેશોએ કહ્યું, હા, આપની વાતનો અમે વિશ્વાસ કરીશું. " અમે જાણીએ છીએ, કે તમે કદી જુઠું નહિજ કહો " મહમ્મદે (સ) ફરી પોકારીને કહ્યું, કે " હું તમને હમેશ સુંદર શીખામણ આપતો આવ્યો છુ. જો મારી વાત ન સ્વીકારશો, તો દુઃખ પામશો. હે કુરેશ ભાઈઓ ! પરમાત્માએ મને આજ્ઞા આપી છે, કે તમને સુમાર્ગ બતાવવો. એ માર્ગથી તમને આ લોકમાં સુખ શાંતિ અને પરલોકમાં મુક્તિ મળશે. એક ઈશ્વર સિવાય બીજો કોઈ ઈશ્વરજ નથી

એ સિદ્ધાંતને જો તમે ન સ્વીકારશો તો ક્દી સુખી ન થઈ શકશો."
અબુલહાબે ગુસ્સાથી આવેશ પૂર્ણ થઈ કહ્યું, કે-"પાખંડી !
તને ખબર છે, કે તારી આયુ પુર્ણ થવા આવી છે ? શું આ
વાત સંભળાવવા માટે તેં હમને બોલાવ્યા છે ?" એમ કહી
મહમ્મદ (સ) નું શીર તોડી નાખવા માટે તેણે પત્થર ફેંક્યો.
પરંતુ નિશાન ચુકવાથી મહમ્મદ (સ) બચી ગયો. ગુસ્સાથી કંપિત
થઇ અબુલહાબ ઘેર ફર્યો. એના મોટા પુત્રની સાથે મહમ્મદ (સ)
ની મોટી પુત્રી જેનબનો નિકાહ થયો હતો. અબુલહાબે જેનબને
ઘરમાંથી બહાર કાઢી મૂકી. બિચારી રોતી રોતી પિતા પાસે
આવી. પતિ પરિત્યકતા કન્યાનું વિષાદ-પુર્ણ મુખ જોઇ મહમ્મદ
(સ) ને અતિ ખેદ થયો. પરંતુ કોઇપણ અત્યાચારથી એ પોતાના
દૃઢ સંકલ્પમાંથી ન જ ડગ્યો.

મહમ્મદે (સ) ફરીથી એક દિવસે પોતાના પક્ષવાળા કુરૈશ
લોકોને પોતાને ત્યાં બોલાવ્યા. સર્વને આનંદથી ખાન-પાન આપીને
"એક ઇશ્વર સિવાય બીજો કોઇ ઇશ્વર છેજ નહિ." એ મહા
સત્ય એણે સર્વને સમજાવ્યું. એણે બુલંદ અવાજથી સર્વને પોકા-
રીને કહ્યું,-"એક ઇશ્વર સિવાય દ્વિતિય કોઈ ઇશ્વર નથી."
ઇશ્વરે દયા કરીને આ મહા સત્ય તમારે માટે પ્રગટ કીધું છે. આ
સત્ય પર વિશ્વાસ રાખવાથી પરમેશ્વરનો આશીર્વાદ અને પરલોકમાં
અનંત સુખ મળશે. શું તમે આ સત્યમાં વિશ્વાસ કરશો ? આ
સત્યનો પ્રચાર કરવા કોઇ તમારામાંથી મારો સાથી થશે ? ઇશ્વ-
રના પવિત્ર નામનો પ્રચાર કરવામાં મારો સાથી કોણ થશે ?
સભાના સર્વ લોક મૌન-શાંત હતા. મહમ્મદ (સ) વ્યાકુળતાથી
ચારે તરફ દ્રષ્ટિ દોડાવવા લાગ્યો. સઘળા મહમ્મદ (સ) ની વાત

સાંભળી એક બીજા તરફ નજર કરી તેની હાંસી કરી રહ્યા હતા. અલી આ વખતે બાળક હતો. પુખ્ત ઉંમરનાઓને આમ હાંસી કરતાં જોઇ અલી (ક) થી ન સહેવાયું. એ તો ઇશ્વરની સત્તા પર સચ્ચા હૃદયથી શ્રદ્ધા પુર્વક ખડો થઇ ગયો. એના ઉત્સાહ પુર્ણ નેત્ર મંડળમાંથી અગ્નિની ચીનગારીઓ વરસવા લાગી. એણે ઓજસ્વી ભાષામાં કહ્યું,—" હજી હું બાળક છું. " મારું શરીર બલહીન છે, પરંતુ પરમેશ્વરના નામનો પ્રચાર કરવામાં હું તમારો સહાયક અને દાસ છું." મહમ્મદે (સ) આનંદથી વિહ્વલ થઇ તેને પોતાની છાતી સરસો ચાંપ્યો. પુખ્ત ઉંમરવાળા નહિ અને એક બાળક મહમ્મદ (સ) ને મદદ કરશે એ નિહાળી સર્વ હસી પડયાં. ફરી સર્વ લોક અબુતાલીબનો તિરસ્કાર અને હાંસી કરતાં પોતપોતાને ઘેર પાછાં ફર્યાં.

હસી અને અપમાન છતાંયે મહમ્મદ (સ) વધુ ઉત્સાહથી રસ્તાઓ અને શેરીઓના મુખ્ય ભાગ નજીક ઉભો રહી જડ મૂર્તિ પૂજાની અસારતા અને ઇશ્વરના મહિમાની સર્વની સન્મુખ વર્ણન કરતો. આથી મૂર્તિ પૂજકો અતિ નારાજ થયા અને અબુતાલીબને કહેવા લાગ્યા, કે તમે તમારા ભત્રીજાને અટકાવો. એ હંમેશ દેવી દેવતાઓની નીંદા કરે છે, એને જબ્બર જબરતીથી રોકો. વૃદ્ધ અબુતાલીબ એ સર્વને મીઠી મીઠી વાતો કહી શાંત કરતા. ધીમે ધીમે મૂર્તિ પૂજાની વિરૂદ્ધ મહમ્મદ (સ) ની દલીલો તીવ્ર ને તીવ્ર થતી ચાલી. કાબા મંદિરમાં ઉભા રહી એ અરબ વાસીઓના ધર્મ, આચાર વિચાર અને સમાજ પર કટુ હુમલા કરવા લાગ્યો. મૂર્તિ પૂજકો અને પુરોહિતો સર્વ પોતાની જીવીકા-દાર બંધ થવાના ભયથી સર્વત્ર મહમ્મદ (સ) ની નિંદા અને અપમાન કરવા લાગ્યાં.

જ્યારે મહમ્મદ (સ) બોલવા ઉભો થતો એવા ઘણા આદમીઓ ભેગા મળી ધાંધલ અને તિરસ્કાર કરવા માંડતાં. જ્યારે એ પરમાત્માની પ્રાર્થના કરવા બેસતો, ત્યારે એ લોક એના પર મળમૂત્ર વરસાવી-ફેંકી એને ઉઠાડી મૂકતાં હતાં ! મક્કામાં અમરૂ નામક એક વેશ્યાનો પુત્ર હતો. એણે હાંસી અને મજાકવાળું મહમ્મદ (સ) નું એક ગાન બનાવ્યું. અરબ વાસીઓ તો પુરાતનથી, ગીત પ્રેમીજ હતાં. અમરૂનું એ વિરૂપાત્મક ગીત ત્વરાથી આખા દેશમાં ફેલાઇ ગયુ. દરેક સ્થળે નાનાં નાનાં બાળકો અને સ્ત્રીઓ મહમ્મદ અને તેના ધર્મની હાસીનુ ગીત ગાવા લાગ્યાં. ચારે દિશામા મહમ્મદ (સ) ની નિંદાની વાતો સંભળાવા લાગી !

મક્કામાં જેઓ ધર્મ ભીરૂ અને કોમળ હૃદયી હતાં. તેઓ મહમ્મદ (સ) ની વાર્તા સાંભળવા આવતાં અને એની યુક્તિ તથા તર્કનો સ્વીકાર કરતાં હતાં. પરંતુ કોઇ અલૌકિક ચમત્કાર નિહાળ્યા વિના એઓ એ નવા ધર્મની સત્યના પર શ્રદ્ધા મૂકતાં અચકાતાં એઓ કહેતાં, કે "મુસા, ઇસા આદિ પ્રચારકોએ અનેકો અલૌકિક વાતોથી પોતાની શક્તિ બતાવી આપી છે. જો તમે પણ ઇશ્વરના દુત હો તો કોઇ ચમત્કાર બતાવો" મહમ્મદ (સ) લખતાં વાંચતાં નહોતો જાણતો. પરંતુ એનાજ દ્વારા શુદ્ધ, શ્રંખલાબદ્ધ અને યુક્તિ પૂર્ણ કુરાન ગ્રંથની અવતારણા થઇ. એ ઉત્તરમાં કહેતો કે એક અભણ પુરૂષ દ્વારા આવું અલૌકિક પુસ્તક પ્રગટ થયું. એનાથી વધુ ચમત્કાર શું જોઇએ ? શું એવી તેજસ્વી ભાષા, આવી યુક્તિ અને તર્ક મનુષ્યના મસ્તક-ભેજામાંથી નીકળી શકે છે ? મક્કા નિવાસીઓ કહેતા-કે "તમે મુંગાને વાણી આપો, બધિરને શ્રવણેંદ્રિય આપી સંભળાવો કે અંધાને આંખો બક્ષો. રણમાં નદીઓ

વહેવડાવો, હિરા મોતીથી જડીત મહેલ બતાવો, અથવા સ્વર્ગમાં સીડી લગાવી આ દેહ સાથે સ્વર્ગમાં જાઓ, તો હમે તમારામાં શ્રદ્ધા પરોવાએ" મહમ્મદ (સ) કહેતો હતો, કે "હું તો તમારાજ જેવો એક રંક પુરૂષ છું, ઈશ્વર સર્વ ચમત્કારોનો ભંડાર છે, હું તો તમને એ ઈશ્વરનો સંદેશો સુણાવી રહ્યો છું. જો એના પર વિશ્વાસ-શ્રદ્ધા રાખશો તો સુખી થશો, નહિ તો દુઃખ પામશો. તમે ચમત્કાર નિહાળવા એક પગ થઇ રહ્યાં છો, પણ તમે શું નથી સાંભળ્યું, કે પુરાણા જમાનામાં મુસાએ મીસરના રાજાને ચમત્કાર બતાવ્યો હતો, છતાં એ લોકોએ તેનો વિશ્વાસ નજ કર્યો એણે પત્થરમાંથી પાણીની ધારો વહેવડાવી, અને મરૂ ભૂમિમાં ખાન-પાનની ચીજોનો સંગ્રહ પેદા કર્યો, છતાએ એ ધર્માંધ લોકોએ એની વાત નજ માની. ઇશ્વર કૃપા વિના કોઇપણ મનુષ્ય પૂર્ણ શ્રદ્ધાવાન નથી બની શકતો." મહમ્મદે (સ) કોઇપણ ચમત્કાર ન બતાવ્યાથી અંધ-સંસ્કારી લોકો એને ઠગ અને ધૂર્ત કહી ગાળો દેતા અને નિંદા કરતા પોતાને ઘેર ગયાં.

મહમ્મદ (સ) ઓજસ્વી યુકિતઓ અને દલીલોથી જડ પૂજાનું ખંડન કરવા લાગ્યો. શત્રુઓએ મહમ્મદ (સ) ને અનેક વાર જાનથી મારી નાખવાના પ્રયત્ન કર્યા, પરંતુ એમ કરવાથી કદાચ એના કુટુંબીઓ એના બાલ બચ્ચાંને પણ મારી વંશ-નાશ કદાચ કરી નાખે એ ભયથી પાછા હઠતાં. મહમ્મદ (સ) ને આ કામથી રોકવા માટે એ લોક ફરી અબુતાલીબ પાસે જઇ કહેવા લાગ્યા—"હમે તમારા ઉચ્ચપદ અને વૃદ્ધ અવસ્થાને માન આપીએ છીએ પરંતુ દરેક વાતનીએ સીમા હોય છે. આપનો ભત્રીજો રાતદિન અમારા દેવતાઓ અને પુર્વ પુરૂષોની નીંદા કરે છે આપ

કાંતો એને એ કામથી રોકો, યાતો પ્રગટ રીતે એની તરફદારી કરો. આ ઝઘડાનો અંત લડાઈ વિના નહીં આવવાનો. આ લડાઈમાં કાંતો તમારો વંશ નાશ પામશે કાંતો અમારો." એ પ્રમાણેની કડુ પણ નરમ વાત કહી કુરેશ લોક ચાલી ગયાં.

અબુતાલીબને એ સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવતો, કે અરબસ્તાનમાં ફરી ધાર્મિક ઝઘડા થશે અને લોહી વહેશે. આ બાજુ મહમ્મદ (સ) ને દુશ્મનોના હાથમાં પડેલો જોઇ એની વૃદ્ધની આંખમાં આંસુ આવી જતાં હતાં, વૃદ્ધ પુરૂષે મહમ્મદ (સ) ને પોતાની પાસે બોલાવી આંસુ લો'તાં લોહતાં કહ્યું. "મહમ્મદ (સ) તેં જે માર્ગ–ધર્મનો સ્વીકાર કર્યો છે; તેનાથી હવે મક્કા શહેરમાં લોહીની નદીઓ વહેશે. જો તું એમાંથી હાથ ખેંચે તોજ સ્વદેશનું રક્ષણ થશે. નહિ તો બંને બાજુથી તલવારો નીકળશે અને અંતમાં કોઈ જીવતું ન રહેશે. નાની સરખી વાતમાં આપણી કોમને દુશ્મન બનાવવાથી શો લાભ? તારા ધર્મનું પાલન તું તારા ઘરમાં બેસીને ભલે કર! ખુલ્લા મેદાનમાં એનો પ્રચાર કરી મિત્રોને શત્રુ શીઘ્ર બનાવે છે?" મહમ્મદે (સ) વિચાર્યું કે જે જન્મથી પિતા તુલ્ય સ્નેહ બતાવતા આવ્યા છે, તે આ પ્રસંગે કદાચ મને ત્યાગી દે, તો પણ કંઈ વાંધો નહિ. પણ ઇશ્વરની આજ્ઞાનું પાલન કરવું એ મારા જીવનનો ઉદ્દેશ રહેશે. જો એ ઉદ્દેશ્ય બજાવવામાં પ્રાણ આપવો જાય તો પણ કંઇ હરકત નહિ. પછી એણે સ્થિરતાથી કહ્યું, "જો સૂર્ય મને સત્યનો પ્રચાર કરતાં મારું શરીર બાળે, ચંદ્ર મારા હાથ પકડીને પણ ઉભો રાખે–રોકે તો પણ હું નહિ અટકું! જ્યાંસુધી ઇશ્વરના નામનો વિજય ન થશે, જ્યાંસુધી મારું શરીર નાશ ન પામે. ત્યાંસુધી તો કોઇનાએ ભયથી આ

સત્ય માર્ગને ન છોડું." મહમ્મદે (સ) વિચાર્યું, કે આજથી એ પિતા સમાન સ્નેહ કરનાર વૃદ્ધ અબુતાલીબના પ્રેમથી વંચિત થઈ ગયો છે, એ વિચારની સાથે એની આંખોમાં આંસુ આવી ગયાં. રડતાં રડતાં ઘેર પાછો ફર્યો. મહમ્મદ (સ) નો સત્ય પ્રેમ જોઈ પળ વાર વૃદ્ધ સ્તંભિત થઇ ગયો સ્નેહથી એને ફરી બોલાવી કહ્યું,—"મહમ્મદ! (સ) પાછો આવ! જે થવાનું હોય તે થાય, હું તારો ત્યાગ નહિ કરૂં" જો અબુતાલીબે મહમ્મદ (સ) નો ત્યાગ કર્યો હોત, તો એના દુશ્મનો તેનું ખુન કરાવત. પરંતુ અબુતાલીબે મહમ્મદ (સ) નો ત્યાગ ન કર્યા કુરેશ લોકોએ ફરી અબુતાલીબ પાસે આવી કહ્યું, "આપ મહમ્મદ (સ) ને અમારા સ્વાધીન કરો." એના બદલામાં હમે તમને 'ઉમરા' નામક એક અતિ ખાનદાન અને નવજુવાન આદમી આપીશું." વૃદ્ધે ધૃણા પુર્વક એ વાતનો અસ્વીકાર કર્યો. કુરેશ લોકો અબુતાલીબના વંશનોયે નાશ કરવાનો નિશ્ચય કરી ચાલ્યા ગયા. એજ દિવસે ત્રીજા પ્રહરમાં મહમ્મદ (સ) ને કોઇએ ન જોયો, એ ઉપરથી વૃદ્ધને વ્હેમ પડયો. એણે ચારે દિશામાં મહમ્મદ (સ) ની તપાસમાં માણસો મોકલ્યાં, પણ તેનો પત્તો ન મળ્યો. સર્વેએ માન્યું, કે દુશ્મનોએ મહમ્મદ (સ) ને મારી નાખ્યો. દુઃખ અને ક્રોધથી વૃદ્ધની આંખોમાંથી ચીનગારીઓ વરસવા લાગી. એણે હાસીમ અને અબદુલ મુતાલીબના વંશજોને બોલાવી આજ્ઞા આપી કે નાગી-તલવાર લઈ દુશ્મનોનો નાશ કરો. અનેક નાગી-તલવારોથી કાબા મંદિર ચીકાર થઈ ગયું, એ તલવારો કુરેશ લોકો પર ફરનારી હતી. એ સમયે જૈદે આવી કહ્યું, કે "મહમ્મદ (સ) જીવે છે" દુશ્મનોથી રક્ષણ કરવા માટે એણે સાફા પર્વત ઉપર

એક ઘરમાં આશ્રય લીધો છે." અબુતાલીબે પ્રતિજ્ઞા કરી, જ્યાં સુધી જાતે મહમ્મદ (સ) ને ન જુએ ત્યાંસુધી ઘેર ન ફરવું. મહમ્મદ (સ) સાફા પર્વત છોડી કાબા મંદિરમાં આવ્યો. અબુતાલીબે કહ્યું,—" મારે ઘેર ચાલ! હું જોઉં છું, કે તારી સામે કોણ આંગળી સરખીએ ઉઠાવે છે? બીજે દિવસ મહમ્મદ (સ) હાશિમ અને અબદુલ મુતા લીબના વંશજોને પોતાની સાથે લઇ વૃદ્ધ અબુતાલીબ કુરેશ લોકોની સામે ગયો, અને એમને કહેવા લાગ્યો—કુરેશ ગણો, તમે જોવા માંગો છો, કે હું શે ઇરાદે બ્હાર પડયો છું. વૃદ્ધની અગ્નિ જેવી ભાષાથી કુરેશ લોકો બ્હીને એની સામે જોવા લાગ્યા. એ સમયે અબુતાલીબે આજ્ઞા આપી, ઝણુંઝણાટ કરતી તલવારો સર્વનાં કપડાંમાંથી બ્હાર નીકળી. સૂર્યના તાપમાં તલવારો વીજળીની જેમ ચમકારા કરવા લાગી. દુશ્મનો ડરી ગયા–બ્હીકથી એક જણ તો બેહોશ–મૂર્છિત થયો.

અબુતાલીબનો પ્રભાવ જોઇ કુરેશ લોકોએ સ્હેજ વખતને માટે મહમ્મદ (સ) નો વધ કરવાનું માંડી વાળ્યું. મહમ્મદ (સ) ને છોડી હવે એ લોકે મહમ્મદ (સ) ના શિષ્યો–અનુયાયીઓ પર અત્યાચાર કરવા શરૂ કર્યા. મકકા નગરના દરેક ગૃહમાં નવા ધર્મનાં માનનારાં એકાદ બેયે હતાં, તેમને એ લોકે કમર કસી હેરાન કરવા બ્હાર પડયા. અભિમાન પૂર્વક એ લોક કહેવા લાગ્યાં, કે ખૂન ખારી કરીને પણ હમે એ નવા ધર્મનું નામ નીશાન નાબુદ કરીશું. ખુન તો પ્રત્યાઘાત ખુન નીવડે, એ ભયથી, સંચારી ને થએલાં આ નવા ધર્માનુયાયીઓનું કોઇએ ખુન તો ન કર્યું, પણ બીજી વાતની કસરતો ભાગ્યેજ રાખી. જે દાસ–દાસીઓ અને હલકા દરજ્જાનાં આદમીઓ હતાં, તેમના દુઃખની કહાણીથી તો

હૃદય કંપી ઉઠતું ! એ લોકને પકડી-જકડી એમને ઠેર ઠેર અગ્નિ સમ તપ્ત રેતીમાં નાખી આવતાં. એ અભાગી આત્માઓ એ અગ્નિમાં તરફડી તરફડી પ્રાણ વિસર્જન કરતાં. જેલખાનામાં પણ એ લોક અન્ન-જળ વિના તરફડી મરતાં હતાં. માતા પિતાની આંખો સન્મુખ પ્રાણથીયે પ્યારા સુકોમળ બાળકોનાં ખુન-પ્રાણ લેવામાં આવતા અને એ લોહી એમનાં મુખ પર છાંટતાં ! આવા ઘોર અત્યાચારો છતાંયે એ લોક રજ માત્ર પણ ધર્મ નહોતાં છોડતાં. કદાચ કોઇ આવા અત્યાચારોથી ભય પામી ધર્મનો ત્યાગ કરતું. પણ એવા તો અનેકો હતા, કે જેઓ ધર્મ માટે મરવાનેયે તૈયાર હતાં. નવા ધર્મના નામ પર પ્રથમ બલિદાન આપનાર **સમીયા** નામક દાસી હતી. જ્યારે દુશ્મનો એની પાસે ધર્મનો ત્યાગ કરાવવામાં નિષ્ફળ થયાં ત્યારે ગુસ્સાના આવેશમાં એક જણે તેની છાતીમા નિર્દયતાથી છરો ખોસી દીધો ! અને એના બાળકના હાથ પગ નિર્દયતાથી કાપી નાખ્યા. આમ નવા ધર્મનાં અનુય-યીઓ પર અધિકાધિક ભયાનક અત્યાચારો થવા લાગ્યાં.

જયમ જયમ કલમ કરવાથી વૃક્ષમાંથી અધિકતર અધિક જોરદાર ડાળીઓ ફુટી નીકળે છે, તેમ અત્યાચારોથી સત્ય-ધર્મનો નાશ થવાને બદલે અધિકતર વૃદ્ધિ થવા લાગી. હવે દુશ્મનોએ મહમ્મદ (સ) ને ધન સંપત્તિ સન્માનથી મોહિત કરી સત્માર્ગથી ચલિત કરવા યત્ન આદર્યો. એક દિવસે જ્યારે મહમ્મદ (સ) હુજરામાં બેઠો હતો, ત્યારે દુશ્મનો તરફથી **ઉત્બા** નામક એક મનુષ્યે આવી કહ્યું,—" આપ સર્વ પ્રસિદ્ધ પુરૂષ છો, પરંતુ આ સમયે તમે જે કામ કરી રહ્યા છો, તેનાથી પ્રત્યેક ઘર ઘરમાં ફાટફૂટ અને કંકાસનું સામ્રાજય જામી ગયું છે. હમારા જુના અને

સમાન રીતરિવાજોની આપ નીંદા કરો છો. જો આ તમારી નવી પ્રવૃત્તિથી તમારી ધન-પ્રાપ્તિની ઇચ્છા હોય તો હમે તમને એટલું ધન આપીએ કે જેટલું ધન હમારા કોઈની પાસે ન હોય. હમે તમને હમારા ધર્મ-સમ્પ્રદાયના-સરદાર ચૂંટીશું, અને પછી તમારૂં ઐશ્વર્ય એટલું વધશે કે તમારી આજ્ઞા વિના એક પાંતરૂં પણ ન હાલી શકશે. આપ ઇચ્છો તો હમે તમને હમારા 'રાજન' બનાવવા પણ તત્પર છીએ "

મહમ્મદે (સ) કુરાને શરીફની એકસો ચોવીસમી કલમ બોલીને કહ્યું, "દયાળુ ઇશ્વર કુરાન પ્રકાશ કર્યું છે જ્ઞાની અને સમજદારજ એ સ્વર્ગના સમાચાર-કુરાન-થી લાભ ઉઠાવશે, પણ હજુ ઘણાયે એ ગ્રંથને શ્રવણ નથી કરતાં એમના કાન ઉપર એક પડદો આવી ગયો છે. પણ તેને પાર કરી મારી વાણી નથી પહોંચી શકતી. હું એક મામુલી આદમી છુ, મને સંસારમાં એવું પ્રસિદ્ધ કરવાની આજ્ઞા થઈ છે. કે " એક માત્ર પરમાત્માનીજ પૂજા કરવી યુક્ત છે તેથીજ બાળકોની માફક સરલ હૃદયી બની એ ઈશ્વરને શરણે વળો. અને એની પાસે તમારા ભૂત અપરાધોની ક્ષમા અશ્રુપૂર્ણ નેત્રે માંગો ! જેઓ માટી, પત્થરાદિ જડ ચીજોને ઈશ્વર માની પૂજે છે તેઓ અવશ્ય દુઃખ પામશે. અને જો એક માત્ર ઇશ્વરના ઉપાસક બનશે તો સુખી થશે. હે, અતવા ! તેં મારા સત્ય ધર્મની કથા સાંભળી લીધી હવે તારો જીવ તને જેમ કરવા કહે તેમ કર " આમ નિરાશ-નિરાશ થઇ અતવા પાછો ફર્યો.

લોભ-અને છલ-કપટથી મહમ્મદ (સ) ને પોતાને વશ ન કરી શકવાથી કુરેશ લોકો એના પર અતિ ક્રોધ યુક્ત થયાં અને

હવે તો તેમણે અત્યાચારોની હદ કરી નાખી. મહમ્મદ (સ) અને એના અનુયાયીઓ ઉપર ચારે દિશાએથી કષ્ટનો વરસાદ વરસાવવામાં આવ્યો. પોતાના શિષ્યો પર થતા અત્યાચારો-કષ્ટો-જોઈ મહમ્મદે (સ) તેમને કહ્યું:—"અબીસીનીઆ દેશમાં એક ધાર્મિક રાજા રાજ્ય કરી રહ્યો છે. એનું રાજ્ય સંપત્તિશાળી છે, માટે તમે ત્યાં વ્યાપાર કરી તમારો જીવન-નિર્વાહ કરો." કુરેશ લોકોનાં અત્યાચારોથી પીડા પામેલાં મહમ્મદ (સ) નાં ધર્માનુયાયી ૧૧ પુરૂષો અને ૪ સ્ત્રીઓએ સન્ ૬૧૫ માં રજબ માસમાં સર્વથી પહેલાં મક્કા નગરનો ત્યાગ કર્યો. અત્યાચારીઓની આંખોમાંથી છટકી એઓ જેમ તેમ જીદ્દા સ્થાન નજીક એક બંદર પર આવ્યા. ત્યાંથી એક વહાણ ભાડે કરી લાલ-સમુદ્ર ઓળંગ્યો. મક્કા નિવાસીઓને કાને આ વાત પહોંચી, કે તરત એમને પકડવા માટે ઘોડેસ્વારો દોડાવવામાં આવ્યા, પણ સમુદ્રને કીનારે આવી જુએ છે, તો ભાગી જનારાઓ બહુ દૂર નીકળી ગયા હતા. મુસલમાન ઇતિહાસમાં આ ઘટનાને 'પહેલી હીજરી' કહેવાય છે. આ ઘટના મહમ્મદ (સ) ના ધર્મ પ્રચારના પાંચમા વર્ષમાં બની હતી. આમ એ લોક આબીસીનીઆ પહોંચ્યા. ત્રણ મહીના પછી એમને ખબર મળી, કે મહમ્મદ (સ) અને કુરેશ લોકોમાં સમજુતી થઇ છે. એવી આશાથી એ લોક મક્કે પાછા ફર્યા, પરંતુ આવીને જોયું, તો તેના તેજ અત્યાચારોની આવૃત્તિઓ ચાલુ હતી. અને મક્કા નિવાસીઓ પરના દુઃખ અને અત્યાચાર ન સહન કરી શકવાથી એઓ પાછા સન્ ૬૧૫ માં મક્કા છોડી ફરી નાઠા. આ વખતે ૧૫ પુરૂષ અને ૧૦ સ્ત્રીઓનો કાફલો બન્યો હતો મક્કાથી નાશી આવેલા આ આરબોનો વધ કરવા માટે કુરેશોએ આબીસીનીઆના

રાજા પાસે કાસદ મોકલ્યો. કાસદે આવીને કહ્યું કે:—" હમારા દેશનાં કેટલાક આદમીઓ પોતાના બાપદાદાઓના ધર્મનો ત્યાગ કરી આપના રાજ્યમાં નિવાસ કરી રહ્યા છે. એ લોકને અમારા સ્વાધિન કરી દો, હમે વિધર્મીઓનો વધ કરી સર્વ અશાન્તિ દૂર કરીશું " રાજાએ મક્કાથી ભાગી આવેલા લોકોને પોતાની રૂબરૂ બોલાવી પૂછ્યું:—તમારો એ નવો ધર્મ શું છે ? અને તમે તમારા બાપ દાદાના ધર્મનો ત્યાગ કેમ કર્યો ? અલી (ક) ના ભાઈ જાફરે (ર) ઉત્તર વાળ્યો:—હે રાજા ! અમે અજ્ઞાનતાથી અને અસભ્યતાથી પૂર્ણ કુવામાં ડુબી રહ્યાં હતાં. અમે ઈશ્વરને નામે માટી અને પત્થરની મૂર્તિઓને પૂજતા. દયા-ધર્મનો ત્યાગ કરી અમે પોતાનું કર્તવ્ય ભૂલી ગયા હતાં. શારીરિક બળ સિવાય કોઇ કાનુન હમને જ્ઞાત ન હતો, એવા સમયમાં ઇશ્વરે અમારા દેશમા એક મહાન પુરૂષને મોકલ્યો. તે સાધુ અને પવિત્ર છે. એણે અમને એક માત્ર ઈશ્વરની પુજા કરતાં શીખવ્યું, અને બતાવ્યું, કે ઇશ્વરને નામે બીજી કોઇ (જડ) ચીજની સેવા ન કરો. એણે મૂર્તિ પૂજા કરવાની મનાઇ કરી અને અમને સત્ય બોલવા, અને દયાળુ તથા ન્યાયી બનવાની શિક્ષા-શિખામણ આપી. સ્ત્રિઓની નિંદા અને અનાથોનાં ધન હરણ કરવાનીયે એણે મનાઇ કરી. પ્રાર્થના, દાન અને ઉપવાસ કરવાની એની આજ્ઞા છે. અમે એની શિખામણો પર વિશ્વાસ મૂક્યો, અને એનો ઉપદેશ ગ્રહણ કર્યો. અમે એક માત્ર આ જન્મ ઈશ્વરની ઉપાસના કરીએ છીએ. એ કારણથી અમારા દેશ વાસીઓ અમારા પર નારાજ થયા છે અને હમે માટી-પત્થરને નથી પુજતાં તેથી અમારા ઉપર અત્યાચારો વરસાવે છે. એમની દ્વારા અત્યાર સુધીમા અમે અનેક કષ્ટો

સહ્યાં છે, પણ જ્યારે એ અત્યાચારોની વચમાં રહેવું પણ કઠીન અર્થાત અસંભવિત થયું ત્યારે શાન્તિમાં ઇશ્વરની ઉપાસના કરવા અમે લોક નાશી આ રાજ્યના શરણમાં આવ્યા છીએ. અમારી આપ પ્રત્યે પ્રાર્થના છે, કે અમોને અત્યાચારોથી બચાવો. જાફરની સચ્ચાઇ, બોલવામાં (વાણીમાં) સત્યનિષ્ઠા, અને ઇશ્વર પર શ્રદ્ધા જોઇને રાજાએ સર્વને અભયદાન આપ્યું, અને કુરેશોએ મોકલેલો કાસદ મક્કે પાછો ફર્યો.

પોતાના શિષ્યોને શાન્ત જગ્યા-સ્થાન પર મોકલી મહમ્મદ (સ) મૂર્તિ પુજકો સાથે વાદવિવાદ કરવા માટે પ્રવૃત થયો. મૂર્તિ પુજકો દુઃખ અને અપમાનથી મહમ્મદ (સ) ને વશ ન કરી શકયાથી ફરીથી તેઓ એને લોભમાં ફસાવવા પ્રયત્ન કરવા લાગ્યા. એઓએ મહમ્મદ (સ) ને ધન આપી રાજા બનાવવાનો લોભ બતાવ્યો, પણ એણે તો ચોકખું કહ્યું, કે " મને ધન, જન અને રાજ્યની આવશ્યકતા નથી. મને ઇશ્વરની આજ્ઞા છે, કે લોકોને અજ્ઞાનથી છોડાવ. ઇશ્વરના આદેશનો હુ તો તમારામાં અને સર્વ લોકોમાં પ્રચાર કરીશ. હું તમને ખોટા રસ્તો છોડી અચ્છો-સારો રસ્તો પકડવા કહીશ. જો તમે મારી વાત ધ્યાનથી સાંભળશો, તો આ લોક અને પરલોકમાં સુખને મેળવશો. જો ન સાંભળશો, તો હું તો ઇશ્વરના આધાર પર નિર્ભય છુ." મૂર્તિ પૂજકોએ ફરીથી કહ્યું, કે કોઇ ચમત્કાર બતાવી તમારા ઇશ્વર પર અમારો વિશ્વાસ કરાવો. મહમ્મદે (સ) કહ્યું,—" મને ચમત્કાર કરતા નથી આવડતા. " જેવા તમે મનુષ્ય છો, તેવોજ હું એ મનુષ્ય છુ. હુ તો કેવળ સત્ય ધર્મનો પ્રચાર કરૂં છું. જો એક માત્ર ઇશ્વર પર વિશ્વાસ કરશો તો આ લોક ને પરલોકમાં સુખ પામશો. જો

ન કરશો તો મારામાં કાંઇ ચમત્કાર કરી બતાવી મનાવવાની શક્તિ નથી. પણ હું તમારા મંગળ–ભલા માટે ઈશ્વરને પ્રાર્થના કરીશ. " અંતમાં કોઈ પણ પ્રકારે મહમ્મદ (સ) ને વશ ન કરી શકવાથી મૂર્તિ પૂજકોએ ગર્જના કરી કહ્યું:—" મહમ્મદ, (સ) આજથી યાદ રાખજે કે હમે તને કોઇ પણ રીતે નવો ધર્મ પ્રચાર નજ કરવા દઇશું પછી ભલે તેમાં તારો નાશ થાય કે હમારો થાય

આવી આપત્તિની પળોમાં પણ એક માત્ર ઇશ્વરની પ્રાર્થના એજ મહમ્મદ (સ) નો ટેક હતો. આપત્તિ અને શત્રુઓથી જ્યારે મહમ્મદ (સ) નું જીગર ડોલી ઉઠતું ત્યારે એકાંતમાં જઈ ઈશ્વર ભક્તિમાં તલ્લીન થતો. સ્વરક્ષાનો ભાર ઈશ્વર પર નાખી નિર્ભય ચિત્તથી એ સત્ય ધર્મનો પ્રચાર કરવા ફરી મંડી પડતો.

મનુષ્યોના અત્યાચારથી એ પીડીત થઇ નિર્જન પર્વતોની ગુફાઓમાં આંસુ સારી એ પોતાના હૃદયનો ભાર હલકો કરતો ચારે દિશાઓમાં સર્વ શક્તિમાન ઇશ્વરની કૃપા અને કરૂણાના દર્શન કરીને અને હૃદયમાં તેની (ઈશ્વરની) આનંદમયી વાણી શ્રવણ કરી દ્વિગણા ઉત્સાહથી એ ધર્મ પ્રચારના કામમાં મંડી પડયો મનુષ્યોના હજારો અત્યાચારો થવા છતાંએ સત્યનું બીજ ઉગી ચૂક્યું હતુ, અને શનૈઃ શનૈઃ તે વૃદ્ધિ પામતુ હતું. જ્યારે ઇશ્વર સ્વય સત્યનો રક્ષક છે, તો આ સંસારમાં સત્યનો વધ કોણ કરી શકે ? આ સંસારમાં એવો શક્તિશાલીન કોણ હોય, કે જે સત્યને પરાજીત કરી શકે. સર્વ દેશોમાં પુરાણી રીતીઓના રક્ષક પુરોહિત લોકો સત્યના શત્રુ બન્યા છે. પુરાણા કુસંસ્કારોને લીધે તો એમનાં રોટલા નભે છે. કુરેશ લોકોએ નવા ધર્મથી પોતાની આજીવિકાનાં સાધનો પર તરાપ પડતી જોઇ મહમ્મદ (સ) ના

નાશ-કરવા-કાસળ કાઢવા ષડયંત્ર રચ્યું હતું. પરંતુ મરૂભૂમીમાં રહેનારા બેદૂઈન લોકો અને સાદો વ્યાપારી વર્ગ તો એની વાતો પર ધ્યાન આપતાં હતાં. એઓ જ્યારે વ્યાપાર અથવા ધાર્મિક અનુષ્ઠાનોને સબબે મક્કે આવતાં, ત્યારે મહમ્મદ (સ) ના ઉત્સાહ પૂર્ણ પ્રદિપ્ત મુખ મંડળની અપુર્વ સુંદરતા અને શ્રદ્ધાનું જીવતું જાગતું પ્રમાણ જોઈ એની વાતોને એ લોક ધ્યાન પુર્વક સાંભળતાં.

પરબ્રહ્મ પરમાત્માની સજીવ સત્તા તથા અપાર કરૂણાની મધુર કથા સાંભળી અનેક લોક મોહિત થઇ જતાં, અને જડ વસ્તુઓને ઇશ્વર માનવામાં એ લોકને ઘૃણા થવા લાગી. જ્યારે એ લોક ઘેર પાછા ફરતાં ત્યારે નવા ધર્મની ચર્ચા કરતાં, જેથી તે ચર્ચા સાંભળનાર વ્યકિતઓને પણ મૂર્તિ પુજા પર સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો.

યસરબ નગરના એક વ્યાપારીએ કુરેશ લોકો પર એક પત્ર લખ્યો, કે "એક ભલા આદમીએ નવા ધર્મનું અવલંબન કર્યું છે, તમે અત્યાચારો કરી એને દુઃખ કેમ આપો છો? એક માત્ર પરમાત્મા સર્વના હ્રદયમાં વસી રહ્યો છે. તમે પણ એ ઇશ્વરનો ધર્મ ગ્રહણ કરો. જે મનુષ્ય ઉચો અને ભલો માર્ગ જોઇ ચાલે છે, તે સરલતા પોતાનો રસ્તો સુખકર પ્રાપ્ત કરી શકે છે. મહમ્મદ (સ) નું દિલ દિન પર દિન વધતું જતું જોઇ અને વિદેશોમાં એની પ્રસરતી ખ્યાતિ જોઇને મૂર્તિ પુજકો અધિક સમય ચૂપ ન રહી શકયા. એમણે મહમ્મદ (સ) અને એના શિષ્યોને દેશ નિકાલની સજા ફરમાવી. મહમ્મદે (સ) સાફા પર્વત ઉપર પોતાના એક શિષ્યના ઘરમાં શરણ લીધું. એ સ્થાન ઉપર નિવાસ કરી મહમ્મદ (સ) પોતાના શિષ્યોને અને બીજાઓને નવા ધર્મની

શિક્ષા આપી નવા ધર્મનો પ્રચાર કરવા લાગ્યા. ત્યાંતો કુરાનની અપૂર્વ કથાઓ થવા લાગી. મૂર્તિ પૂજકો એ પણ ન સહન કરી શકયા મહમ્મદ (સ) ના ધર્મનો કટ્ટો શત્રુ અબુજહલ એક દિવસ ચુપચાપ મહમ્મદ (સ) ના નિવાસ સ્થાનમાં ઘુસી આવ્યો-પ્રવેશ કરી મહમ્મદ (સ) ઉપર એક મજબુત પ્રહાર કરી ચાલી ગયો— ભાગી ગયો. મહમ્મદ (સ) નો હમજા (અ) નામક એક ભાઇ તે સમયે શિકાર કરી પાછો આવી રહ્યો હતો. રસ્તામાં એક સ્ત્રીએ તેને ખબર આપી, કે આજે અબુજહલે મહમ્મદ (સ) ને ઘણી સખ્ત રીતે માર માર્યો છે, માટે એક વાર આપ એને સત્વર મળી આવો. હમજા (અ) વિર અને સાહસીક હતો વીરતા માટે તે ઘણો પ્રસિદ્ધ હતો.

એણે પોતાના ભાઇના અપમાનની વાત સાંભળી ધનુષ્યની દોરી ખેંચી, અને જમીન પર લત્તા પ્રહાર કર્યો. ગુસ્સાથી પુર્ણ હમજા (અ) કાબા મંદિરમાં આવ્યો.

કાબા મંદિરમાં તો અબુજહલ પોતાની વિરતાની કહાણી કથા-કુરેશ લોકોની સન્મુખ અભિમાન પુર્વક કહી રહ્યો હતો. હમજાએ ત્યાં પ્રવેશ કરી એના શીર પર એક મજબુત પ્રહાર -મુકકો માર્યો, કે એ બેહોશ થઇ પડી ગયો. અબુજહલના સાથીઓ અતિ ક્રોધથી હમજા (અ) ની સામે પડયાં વિર હમજાએ અભિમાનથી કહ્યું,—" મારી છાતી તમારી સામે છે, જો હે કુરેશો ! હીંમત હોય તો મારો ! " પચાસ કુરેશો એને મારવા માટે આગળ વધ્યા. પરંતુ એની વિરતા અને બળતો સહેજ ખ્યાલ કરતાં વેંતજ જ્યાંનાં ત્યાં ખડાં રહી ગયાં અબુજહલમાં ચેતન આવતાં તેણે હમજા (અ) ની ક્રોધપુર્ણ મુર્તિ જોઇ પોતાના સાથીઓને શાંત

કરવાર્થે કહ્યું:—" તમે એને કંઇ ન કહેશો, મેં એના ભાઇને માર્યો હતો-એના ગુસ્સાનું કારણ એ સિવાય બીજું કશું નથી."
હમજા (અ) એ ઘૃણાથી કહ્યું—" શું તેંજ મારા ભાઇ પર હાથ ઉઠાવ્યો હતો ? આંજથી હું પણ તમારી માટી-તથા પત્થરનાં દેવ-દેવતાઓને ઘૃણાની દ્રષ્ટિથી જોઇશ. જો હિંમત હોય તો મારૂં માથું નીચે આણો." હમારા વાંચક મિત્રને સમજ તો પડી ગઇ હશે, કે અત્યારસુધી હમજા (અ) મૂર્તિપુજક હતો. આજથી એણે તેનો ત્યાગ કર્યો, અને આ ઘટનાથી એણે મહમ્મદ (સ) ના નવા ધર્મમાં દિક્ષા લીધી. કુરેશ લોકોને આથી પ્રમાદ થવો લાગ્યો !

અબુજહલના ભાઇને એક પુત્ર હતો, તેનું નામ ઉમર હતું એ, હૃષ્ટપુષ્ટ શરીરધારી ૨૬ વર્ષનો યુવાન હતો. એનું વિકરાળ મુખ નિહાળી ગમે તેવો સાહસીક આદમી પણ ડરી જતો. ઉમરની લાડીથી લોકોને જેટલો ભય લાગતો, તેટલો ભય તો કોઇ બીજાની તલવારથીયે નહોતો લાગતો. અબુજહલના અપમાનથી ઉમરે મહમ્મદ (સ) નો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી. કુરેશ લોકોએ ઉમરને ઇનામ તરીકે ૧૦૦ ઉંટ અને ૬૦ શેર સુવર્ણ આપવા નિશ્ચય કર્યો. આથી તો સાહસીક (!) કામ કરવા તરફ એનો ઉત્સાહ અનેક ગણો વધ્યો જ્યારે એ કમર પર એની કાતીલ તરવાર લટકતી રાખી ચાલી રહ્યો હતો તેવા રસ્તામાં એને એક કુરેશનો ભેટો થયો. એણે ઉમરને પ્રશ્ન કર્યો, " આ તલવાર બાંધી ક્યાં પ્રયાણ કરી રહ્યા છો ? " ઉમરે અભિમાનથી તલવાર પર હાથ નાંખી કહ્યું:—" આજ આપણી જાતિના પરમ શત્રુ મહમ્મદ (સ) નો વધ કરવા હું પ્રયાણ કરી રહ્યો છું." કુરેશે કહ્યું:—" જો તું મહમ્મદ (સ) નું ખુન કરશે તો શું એના

કુફ્રીઓ તારા પ્રાણ લીધા વિના રહેશે?" ઉમરે ગુસ્સામાં આવી એને પુછ્યું—તારી વાત સાંભળી મને આશ્ચર્ય થાય છે, શું તું પણ વિધર્મી થયો છે કે શું? કુરેશે ઉમરને ખીજવવા માટે કહ્યું:—સર્વથી વધુ આશ્ચર્યની વાત તો એ છે, કે તારી બ્હેન અને બનેવી મહમ્મદ (સ) ના ધર્મમાં સામેલ થઇ ગયાં. પહેલાં તારૂં તો ઘર સંભાળ! પોતાની બ્હેન બનેવીનાં નવા ધર્મમાં શામીલ થવાની વાતથી ઉમરના રોમરોમમાં ક્રોધ વ્યાપ્યો—દાવાનળ સળગ્યો. લાગલોજ એણે પોતાની બ્હેનના ઘર તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઇ જુએ છે, તો એની બહેન અને બનેવી સઇઅદ ભકિત ભાવથી કુરાનનો પાઠ કરી રહ્યાં છે. બનેની આંખોમાંથી આંસુઓ વહી રહ્યાં છે, એકાએક ઉમરને પ્રત્યક્ષ ઉભેલો જોઈ એઓએ કુરાન સંતાડવાનો પ્રયત્ન કર્યો, એટલે તો ઉમરનો સંદેહ પાકો થયો. એણે પૂછ્યું:—સાચે સાચું કહો! શું તમે તમારા ધર્મનો ત્યાગ કર્યો છે ‘

સઇઅદે કહ્યું:—હમને સત્ય ધર્મ હાથ લાગી ગયો, તો પછી પુરાણા ધર્મનો ત્યાગ કરવામાં શી હાનિ છે? આ સાંભળી તો ઉમરના ક્રોધની હદજ ન રહી. એણે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી, અને જેવો એ તલવારનો ઘા સઇઅદની છાતીમાં કરવાને પ્રવૃત થાય છે, કે તરતજ એની બ્હેન આવીને એની સામે ખડી થઈ ગઇ. ઉમરે—દયાહીન ઉમરે એક લાતથી બ્હેનને પણ ગબડાવી મૂકી. લાત્ત પ્રહારથી ફાતિમાના મોઢામાંથી લોહી વહેવા માંડયું. એણે ઇશ્વરની શ્રદ્ધા ઉપર વિશ્વાસ રાખી કહ્યું:—" સત્ય સ્વરૂપ પરમાત્મા પર વિશ્વાસ કરવાથી તેં મને ઠોકર મારી છે, પરંતુ તું ચહે તેટલું દુખ દે, પણ હું સત્ય ધર્મનો ત્યાગ નો

નહિજ કરવાની ! એ સાચુ સમજી લે કે એક માત્ર ઇશ્વર સિવાય કોઇ બાજો ઈશ્વર છેજ નહિ, મહમ્મદ (સ) ઈશ્વરના સત્ય ધર્મનો પ્રચારક છે. ફાતિમાના મુખથી વહેતી લોહી ધારાના છાંટા ચોતરફ પડયા હતા. એ દેખીને તો ઉમરનું પાષાણુ હ્રદય પણુ પીગળી ગયું ! ઉમરે વિચાર્યું બ્હેન મરવાને તૈયાર છે, અને એ ઇશ્વર પર આટલો અટલ વિશ્વાસ રાખે છે, જે ધર્મમાં આદમીને આટલાં બધાં અભય બનાવી દેવાની તાકાત છે, તો જરૂર એ ધર્મમાં કંઇને કંઇ સચ્ચાઈ તો હોવી જોઇએ. પોતાની બ્હેનનો અટલ વિશ્વાસ જોઇને એ થોડો સમય તો પાષાણુ મૂર્તિવત્ ચૂપચાપ વિચારતોજ ઉભો. થોડી ક્ષણુ પછી એ બોલ્યો, તમે જે વાંચી રહ્યાં હતા, તેનું (કુરાનનુ) ફરી વાંચન કરો. ઉમરે લોહીવાળા હાથ ધોઇ નાખ્યા. બહેન ફાતિમાએ પ્રેમથી ભાઇના હાથમા કુરાનનું પુસ્તક આપ્યું, ઉમર પૃષ્ટ ખોલી વાંચવા લાગ્યો—" મનુષ્યને દુઃખ દેવા માટે આ કુરાન નથી અપાઇ, પરંતુ કુરાન સર્વેને ઉપદેશ આપનારી છે એ મનુષ્યોને સત્ય સ્વરૂપ પરમાત્મા ઉપર વિશ્વાસ પ્રતિષ્ઠિત કરશે દયામય પરમાત્મા ઉપર—ઉચ્ચ પ્રદેશામા સિંહાસન પર બેઠા છે. ઉપર આકાશમાં, અને પૃથ્વી પર તેમજ પૃથ્વીની ભીતરમાં જે કાંઇ પદાર્થો છે, તે સર્વ ઈશ્વરનું છે. શું તુ ઉચ્ચ અવાજથી પ્રાર્થના કરે છે ? પરંતુ એનીયે જરૂર નથી. કારણુ કે તારા હ્રદયમાં જે કાંઇ ગુપ્તમાગે ગુપ્ત ચીજ યા વાત છુપાઇ છે, એ પણ એની સામે તો પ્રગટ છે સત્ય માત્ર હું ઇશ્વર છું, અને મારા સિવાય કોઇનીયે ઉપાસના ન કરો "

ઉમર જેમ જેમ વધુ વાંચવા લાગ્યો ત્યમ ત્યમ એ મુગ્ધ થવા લાગ્યો. અંતમાં પરલોક અને ઇશ્વરની શિક્ષા—ની

વાતો વાંચીને એને મૂર્તિ પૂજા પર ઘૃણા ઉત્પન્ન થઇ. હૃદયમાં ઇશ્વરની દયાની છાયા પડી. વ્યાકુલ થઈ એ મહમ્મદ (સ) ના દર્શન માટે એની પાસે ગયો. જેને જોવાથી ડર લાગતો, તેણે દરવાજા પર ઉભા રહી અંદર પ્રવેશ કરવાની રજા માંગી. મહમ્મદે (સ) પૂછ્યું, શા ઇરાદાથી આવવા માગો છો ? એણે કહ્યું. હું ઇશ્વર પર શ્રદ્ધા રાખનારાઓમાં સામેલ થવા ઇચ્છું છું. મહમ્મદ (સ) ની જીંદગી લેવા માટે જે ઉમર ઘેરથી તલવાર લટકાવી બહાર પડયો હતો. તે ઉમર ઇશ્વર ભક્તિ લઇને ઘેર ફર્યો ! ખુદાની ગતિની વાત કેવી ન્યારી છે ? નવા ધર્મની દિક્ષા લેવા ઉપરાંત સાહસીક ઉમરને તો નવા ધર્મનો સર્વત્ર પ્રચાર કરવાનું મન થયું. મહમ્મદ (સ) ને સાથે રાખી એણે કાબા મંદિર તરફ પ્રયાણ કર્યું. મધ્યમાં મહમ્મદ, (સ) વાહિની બાજુ ઉમર ડાબે હાથે હમજા અને પાછળ ધર્મની વેદી ઉપર બલિદાન દેવા તૈયાર એવાં ૨૪ ધાર્મિક અનુયાયીઓ ગોઠવાઇ પાછળ પાછળ આગળ ચાલ્યાં. ઘણા દિવસથી આમ રસ્તા ઉપર મહમ્મદ (સ) ને કોઇએ નીકળતાં નહોતો જોયો અને એકાએક આમ જોઇ સર્વને આશ્ચર્ય લાગ્યું.

કાબા મંદિરમાં જઇ સર્વેએ ભક્તિ ભાવથી પ્રાર્થના કરી. ઉમર અને હમજાની કમરે લટકતી તલવારો તરફ જોતાં સહુ ચુપ થઇ ગયાં. કોઈ અક્ષર સરખોયે ન બોલ્યું ! બીજે દિને ઉમરે એકલા જઈ કાબા મંદિરમાં પ્રાર્થના કરી. કોઇએ એની સામે અક્ષર સરખોયે કાઢવાની હીંમત ન કરી. પ્રાર્થના બાદ અબુજહલ પાસે જઈ એણે કહ્યું, કે આજથી આપનો આશ્રય છોડું છું. આજથી સત્ય ધર્મવાળાઓની જે દશા થશે. તે મારી થશે. હું

એ ધર્મમાં દિક્ષિત થયો છું.

ઉમરને હાથથી ગુમાવી કુરેશોએ મહમ્મદ (સ) ના નાશની નવી જાળ બીછાવી. એઓએ મહમ્મદ (સ) ના બદલામાં એના ભાઇ તથા કુટુંબીઓને અથાગ ધન આપવા કબુલ્યું, પરંતુ હાસીમ વંશવાળાઓએ તેનો અસ્વીકાર કર્યો હવે તો કુરેશોએ હાશીમો સાથે પણ વેર કરવા નિશ્ચય કર્યો. એમણે પ્રતિજ્ઞા કરી, કે હાશીમ વંશવાળા જ્યાંસુધી મહમ્મદ (સ) ને પોતાના હાથમાં ન સોંપે, ત્યાંસુધી એ વંશ સાથે વિવાહ, લગ્ન, વ્યાપાર આદિ કોઇપણ તરેહનો સંબંધ ન રાખવો. આ પ્રતિજ્ઞાને ચામડાના ટુકડા પર તકતી કોતરાવી સને ૬૧૮ માં કુરેશોએ કાબા મંદિરના દરવાજા પર જડાવી દીધી. હાશીમ વંશવાળા હજુસુધી મહમ્મદ (સ) ના નવા ધર્મમાં દાખલ નહોતા થયા. કેવળ મહમ્મદ (સ) ની રક્ષા કરવાના કારણસર કુરેશો એમના પર અત્યાચાર કરવા લાગ્યાં. હાશીમ વંશીએ હવે આત્મ રક્ષા ખાતર એક મજબુત જગ્યા બનાવી, તેમાં રહેવા લાગ્યાં. એમને હેરાન કરવા માટે કુરેશોએ તેમને ઘેરો ઘાલ્યો, અને એમની ભોજન સામગ્રી રોકવા લાગ્યાં. વિરોધ વધતો જતો જોઇ, મહમ્મદે (સ) પોતાના શિષ્યોને આબી-સીનીઆ રાજ્યમાં ચાલી જવા આજ્ઞા આપી. આ વખતે ૧૦૧ સ્ત્રી પુરૂષોએ ધર્મ રક્ષા માટે વિદેશ યાત્રા કરી ! આબીસીનીઆ વાસીઓ ઇસાઇ અને ધર્મ પરાયણ હતાં. એમણે તો ધર્મ રક્ષાને અંગે આવેલાં આદમીઓનું આદરથી સ્વાગત કર્યું, અને બીજી ઘણી રીતની સહાયતા આપી રાખ્યા.

હવે મક્કાના વાર્ષિક મેળાનો સમય આવી પહોંચ્યો. દરેક દેશમાંથી યાત્રાળુ લોક તરેહ તરેહનો માલ લઇ આવવા લાગ્યા.

આ મહીનો અસલથી પવિત્ર મનાતો, અને આરબ લોકો આ વખતે પોતાની-પુરાણી-જુની દુશ્મની પણ ભૂલી જતાં. પવિત્ર માસ હોવાથી મહમ્મદ (સ) પોતાનાં કુટુંબીઓ સાથે બહાર નીકળી પડયો. મહમ્મદ (સ) વિદેશી યાત્રીઓ-મુસાફરોની સામે એક માત્ર ઇશ્વરની દયા અને સત્ય ધર્મનો ઉપદેશ કરવા લાગ્યો.

કેટલાકને એ ધર્મ ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ, અને પોતપોતાને દેશ જઇ તેની ચર્ચા કરી. પવિત્ર માસ વીતી ગયો, ફરી હાશીમો પોતપોતાના ઘરમાં આવી વસ્યા. એક બે દિવસ નહિ, એક બે માસ નહિ, પરંતુ લાગલાગટ ત્રણ વરસ સુધી કુરેશોનો અત્યાચાર ચાલુ રહ્યો. આવા કઠોર અત્યાચાર જોઈ આરબોનુંયે હૃદય પીગળી ગયું. હવે તો કુરેશોની સામે આરબોયે ખડા થયા. કુરેશો તો દુશ્મની દૂર કરવા ચાહતા હતા, કારણ કે એમની તો શેરડી જતી હતી. જેથીજ એઓ નવા ધર્મની વિરૂદ્ધ હતાં, પરંતુ એવી સ્વાર્થની દિવાલ ક્યાંસુધી ખડી રહી શકે? કુરેશોમાં અંદર અંદર

ઝઘડા થયા, અને એ પક્ષમાંયે બીજાં પક્ષ પડી ગયાં. એ સમયે **હિસામ** નામક એક વ્યક્તિના હૃદયમાં મહમ્મદ (સ) ઉપરના કષ્ટોથી દયા આવી. એણે ચાર પાંચ બળવાન મનુષ્યોની સાથે મળી કુરેશોની પ્રતિજ્ઞા તોડવાના પ્રયત્ન કરવા શરૂ કર્યા. રાત્રીના વિચાર કરી એણે પોતાનો સંકલ્પ પાર પાડવાની પ્રતિજ્ઞા લીધી.

બીજે દિવસે જ્યારે સર્વ કુરેશો કાબા મંદિરમાં એકત્ર થયા ત્યારે એઓમાંથી એક પુરૂષ હાશીમોના પક્ષ ઉપર થતા અત્યાચારોની વિરૂદ્ધ પડયો. એની સાથે બીજા ચાર જણાઓએ વિરૂદ્ધ પડી એની વાતનો સમર્થન આપ્યું. આ સાંભળી કુરેશોને લાગ્યું, કે બરોબર 'અંદર દુશ્મની' શરૂ થઇ ગઇ!

અભાગ્ય વસાત જેઓ હાશીમોનો નાશ કરવામાં સામેલ છે તેઓ પણ ફરી બેસે તો ? આમ વિચાર કરી એઓ પોતાનું પ્રતિજ્ઞા પત્ર ફાડી નાંખવાને તૈયાર થઇ ગયાં. એક પુરૂષ મંદિરના દરવાજા પરથી ચામડા પર લખેલું પ્રતિજ્ઞા પત્ર લઈ આવ્યો. એમાં કેટલીક જગ્યા પર કીડાઓએ ડંખ મારી કાણાં પાડી મૂકયાં હતાં. અત્યાચારી લોકોએ આમાં વિધાતાનો—હાથ—આદેશ જોયો. અને દુશ્મનીમાથી હાથ પાછો ખેંચ્યો. આમ મહમ્મદ (સ) ના ધર્મની પ્રગતિને પોષણ મળ્યું.

ત્રણ વર્ષ સુધી ભીતર એકાન્તમાં નિવાસ કર્યા બાદ મહમ્મદ (સ) ફરી કાર્ય ક્ષેત્રમાં આવી ગયો. બહુ દિવસો પછી આવો સુયોગ મળ્યો જોઈ પ્રબલ ઉદ્યોગથી એ ફરી ઇશ્વરના મહિમાનો પ્રચાર કરવા લાગ્યો બહારની દુશ્મની ઓછી થઈ ગઈ, અત્યાચારો પણ અંતની ટોચ પર હતાં, આવા સમયમાં મહમ્મદ (સ) લોકોને રાતદિન ઇશ્વરની સત્તા બતાવી રહ્યો હતો. અનેક વિપત્તિઓ પછી મહમ્મદ (સ) હૃદયના આનંદથી પોતાનું કામ કરવા લાગ્યો આ સમયે વૃદ્ધ અબુતાલીબની સંસાર યાત્રા—મહા યાત્રાના અંતનો સમય આવી લાગ્યો ભાઈ, બંધુ અને કુટુંબી જનોએ ચારે બાજુ ભેગા થઈ અંતિમ ક્ષણની પ્રતિજ્ઞા કરી રહ્યા હતાં. મહમ્મદ (સ) ની આંખો આંસુથી ભીંજાઈ ગઇ હતી. જન્મ લીધા બાદ મહમ્મદ (સ) ના પિતા આ સંસારનો ત્યાગ કરી ગયા હતા. શૈશવમાં માતા પણ સ્વર્ગે સીધાવી ગઈ હતી. દાદા અતિ પ્રેમથી લાલન કરતા હતા, પરંતુ મહમ્મદ (સ) આઠ વર્ષનોયે ન હશે એટલામાં તો એયે ગયા અબુતાલીબ મહમ્મદ (સ) ને પ્રાણથી પણ અધિક ચાહતા હતા. અતિ સ્નેહથી એણે મહમ્મદ (સ) નું

લાલન પાલન કર્યું હતું. એના આશ્રયથી મહમ્મદ (સ) આટલા દુશ્મનોની વચ્ચે પણ પોતાનું કામ કરી રહ્યો હતો. પરંતુ તે આશ્રય પણ હવે સ્વર્ગે સીધાવી ગયો. મહમ્મદ (સ) નું હૃદય શોક સમુદ્રમાં હીલોરાં ખાતું હતું, પરંતુ મૃત્યુ કોઇના સુખદુઃખને ક્યાં જુએ છે ? વૃદ્ધ અબુતાલીબ પણ ગયા ! ભાઈ બંધુ અને સગાઓ વિલાપ કરવા લાગ્યા. મહમ્મદ (સ) નું હૃદય શોકથી છવાઈ ગયું !

આ શોક જનક બનાવ પછી મહમ્મદ (સ) ની મદદગાર ખુદયજા (ર) પણ આ સંસારનો ત્યાગ કરી ગઈ. જે ખુદયજા (ર) એ પોતાના ધન અને પ્રાણથી મહમ્મદ (સ) ની સેવા કરી, જેણે દુઃખ અને વિપત્તિઓમાં હાથ લંબાવ્યો—એ સ્વર્ગીય ખુદયજા (ર) ચાલી ગઇ—સદાને માટે ઉડી ગઇ ! જ્યારે સમસ્ત મક્કા મહમ્મદ (સ) ને પાગલ અને રોગી સમજતું હતું. ત્યારે એજ સ્વર્ગીય ખુદયજા (ર) પતિ ભક્ત ખુદયજા (ર) જ ફક્ત એની સાથે હતી. જે ખુદયજા (ર) એ મહમ્મદ (સ) ના ધર્મની પ્રથમ દિક્ષા લીધી હતી. તે ખુદયજા (ર) આજે એને હંમેશને માટે છોડી ચાલી ગઇ—ઉડી ગઇ. જેના હસતા મુખડામાંથી સદા આશાની વાણી સાંભળીને મહમ્મદ (સ) નું હૃદય હલકું થઇ જતું, આજે તેજ ખુદયજા (ર) તેને છોડી ચાલી ગમી. વિવાહ પશ્ચાત ૨૫ વર્ષ સુધી મહમ્મદ (સ) નું જીવન ખુદયજા (ર) ના સહવાસથી ઘણી સારી રીતે પસાર થયું. મૃત્યુ વખતે ખુદયજા (ર) વૃધ્ધ વયની હતી. ધર્મ પત્નિના મૃત્યુ શોકથી—અને આઘાતથી મહમ્મદ (સ) નું હૃદય જીવન વિકલ દીસવા લાગ્યું.

તક જોઇને દુશ્મનોએ ફરી અત્યાચારોની શરૂઆત કરી.

અબુલહબ અને અબુસુફીયાનો મહમ્મદ (સ) ના પ્રાણ લેવાની ભાળ રમી. મહમ્મદ (સ) ના ભાઈઓમાં એક અબુલહાબ નામક વ્યક્તિ હતી. એ અબુતાલીબ જીવતા હતા, ત્યાં સુધી એ પણ મહમ્મદ (સ) પર શત્રુ ભાવ રાખતો. મહમ્મદ (સ) ને આશ્રય હીન કીધાની એણે પોતાની પાસે બોલાવી કહ્યું—મહમ્મદ (સ) ! તમે અબુતાલીબની જીવન વાડીઓમા જે પ્રમાણે કર્યું તે પ્રમાણે અહુના પણ કરી શકો છો. જો કોઈ તમારી તરફ આંખ પણ ઉઠાવશે, તો હું એને સજા કરીશ. જો કોઈ મહમ્મદ (સ) ને કઈ પણ રીતે અપમાનીત કરતું, તો અબુલહાબ તેને સજા કીધા વિના ભાગ્યેજ રહેતો. દુશ્મનોએ અબુલહાબને પોતાના પક્ષમાં લેવા માટે ષડ્યંત્ર રચ્યું. એઓએ એને બોલાવી કહ્યું,— મહમ્મદ (સ) તારે માટે શું કહે છે, તે તને ખબર છે ' એ કહે છે, કે તારો પિતા નરકમાં પડયો છે. દુશ્મનોની આવી જુઠી વાતોથી નારાજ થઈ અબુલહાલે મહમ્મદ (સ) નો ત્યાગ કર્યો.

જે જમાનમાં એક પછી એક એમ જીંદગીનાં પ્યારાં સ્વજનોને મહમ્મદ (સ) ગુમાવતો ગયો, ત્યાં રહેવું હવે મહમ્મદ (સ) ને કઠીન દિસવા લાગ્યું. જે દિશામાં એ દ્રષ્ટિ ફેંકતો તે દિશામાંથી એને શોકનાં ચિહ્નો તાજનુમ થતાં લાગતાં હતાં. મહમ્મદ (સ) ના હૃદયમાંથી મક્કાવાસીઓને મૂર્તિ પૂજાથી મુક્ત કરવા-દૂર કરવાના વિચાર ઢીલા થવા લાગ્યા. સ્વદેશનો ત્યાગ કરી કોઈ નવા પ્રદેશમાં કામ કરવાનો એ વિચાર કરવા લાગ્યો. પોતાના બાંધવો અને સ્વજનોનાં દુઃખને હૃદયમાં ધારણ કરી મહમ્મદ (સ) બીજા કોઈ પ્રદેશમા જઈ કામ કરવાની ઈશ્વરીય વાણી-આકાશ વાણી-સુણવા લાગ્યો.

ઇચ્છ્યું. એક દિન મહમ્મદ (સ) જ્યારે ધર્મ પ્રચાર કરી રહ્યો હતો, ત્યારે ચારે તરફથી દુષ્ટ લોકોએ પત્થર વરસાવવા–મારવા શરૂ કર્યા. જૈદે મહમ્મદ (સ) ને બચાવવા કોશીશ કરી, પરંતુ પત્થરથી કોઈનું પણ શરીર લોહી પૂર્ણ થયા વિના નજ રહ્યું. મહમ્મદ (સ) નું માથું ફુટી ગયું હતું, અને લોહીની ધારા વહી રહી હતી. હાથ પગ અને ધડ સર્વ તરફ લોહી નાકળી રહ્યું હતું. લોહીથી કપડાં તરબોળ થઇ ગયાં. કોઇ ઉપાય ન રહેવાથી મહમ્મદ (સ) એ દશામાં નગરની બહાર ચાલી નીકળ્યો. બહાર પણ ઘણે દૂર સુધી લોકોએ પત્થર વૃષ્ટિ ચાલુજ રાખી. મહમ્મદ (સ) એક પહાડની ગુફામાં છુપાઈ ગયો, એટલે લોકો પાછા વળ્યા. થોડા સમય પછી લોહીથી ભીંજાયલાં કપડાં સાથે મહમ્મદ (સ) અને જૈદ ઘણાજ કષ્ટથી રસ્તો કાપવા લાગ્યા, એટલામાં સંધ્યાકાળ થયો રહામે અનંત મરૂભૂમિ! પાછળ દુશ્મન! શરીરના સાંધા સાંધામાં પત્થરના પ્રહારની પીડા! ઇશ્વરના સંસારમાં ઇશ્વરના નામનો પ્રચાર કરનારાઓની આવી દુર્ગતિ! એક ખજુરના વૃક્ષ નીચે બેસી આંસુઓ સારી મહમ્મદે (સ) ખુદાને બંદગી કરી—"હે પ્રભુ! હું સંસારમાં અતિ તુચ્છ છું. હે દયામય! નોધારાના આધાર! મારો સ્વામી તુંજ છે. મારો બધા ત્યાગ કરે પણ તું ન કરતો! મારી આશાઓ અને શ્રદ્ધા તુંજ છે. તારી પ્રસન્નતા પ્રાપ્ત કરવા હું ઇચ્છું છું તારી પ્રસન્ન જ્યોતિ હૃદયના અંધકારને દૂર કરી ભીતર પ્રકાશ ઉત્પન્ન કરે છે. તારો અસંતોષ એજ મારૂં મૃત્યુ છે. તારી જેટલી ઇચ્છા હોય તેટલાં કષ્ટો મારા પર પડવા દે. તારા સિવાય મારે બીજો કોઈ આશરો નથી."

વ્યાકુળ હૃદયે મહમ્મદે (સ) પરમેશ્વરના નામનો પોકાર કર્યો હતો, તો શું ઇશ્વરની દયાથી મહમ્મદ (સ) વંચિત રહી શકે ? પરમાત્મા પોતાના ભક્તોની રક્ષા કેવી રીતે કરે છે, તે જોઇ આશ્ચર્ય ચકિત થયા વિના નથી રહેવાતું

ભૂખ અને તરસ તથા પત્થરના ઘાથી વ્યાકુળ હૃદયે મહમ્મદ (સ) જૈદ સાથે અંધારામાં પડ્યા હતો. મહમ્મદે (સ) જોયું, કે એક કુરેશ પોતાની તરફ આવી રહ્યો છે. લોહીથી તરબોળ મહમ્મદ (સ) ને જોઈ એના હૃદયમાં દયાએ વાસો કર્યો. એણે બનેને ખાવાને ભોજન તથા પીવાને પાણી આપ્યું. પરમાત્માને ધન્યવાદ દેઇ મહમ્મદે (સ) જૈદની સાથે તે ખાધું, અને વિશ્રામ કરી ફરી મરૂભૂમિમાં પ્રવેશ કરવા તૈયારી કરી. ક્યાં જવું ? અને શું કરવું એ હજુએ નક્કી ન કરી શક્યા ચાલતાં ચાલતાં બને નાકલા નામક સ્થળ આવી પહોંચ્યા. મક્કામાં અત્યારે એને આશ્રય આપનાર કોઈ ન હતું. થોડા દિવસ નાકલામાં રહી એણે મક્કાના એક મુઅતમ નામક વ્યક્તિ પાસે આશ્રયની ભિક્ષા માગી. મુઅતમ મૂર્તિ પૂજક હતો, પરંતુ આ પહેલાંએ ઘણી વખત મહમ્મદ (સ) ને મદદ કરી ચૂક્યો હતો. મહમ્મદ (સ) ને અભય આપી મુઅતમે મક્કામા બોલાવ્યો. એણે પોતાના કુટુંબીઓ સાથે કાબા મંદિરમાં જઇ પોકાર કરી કહ્યું—કે " મહમ્મદ (સ) મારો અતિથિ છે, કોઇએ એને કોઇ રીતે પણ કષ્ટ ન આપવું. " ફરી મહમ્મદ (સ) જૈદ સાથે મક્કા નગરમા આવ્યો. મુઅતમ મહમ્મદ (સ) ને પોતાના હથીઆરબંધ સૈનિકોના રક્ષણ હેઠળ પોતાને ઘેર લાવ્યો.

મુઅતમની સહાયતાથી મહમ્મદ (સ) પોતાની જન્મભૂમિમાં

ફરી રહેવા લાગ્યા. મક્કા વાસીઓએ સાંભળ્યું હતું, કે તાયફ નગરમાં મહમ્મદ (સ) નું અપમાન થયું હતું, એ સાંભળી એ લોક મહમ્મદ (સ) ને તુચ્છ સમજવા લાગ્યા, અને પહેલાં જેટલું મહત્વ એના તરફ બતાવતા બંધ થયા. અત્યાચારો અને કષ્ટોથી મહમ્મદ (સ) કદી ન ગભરાયો, પરંતુ મક્કા વાસીઓની આ મૌન ઘૃણાથી એ હતાશ ગયો. એને ચારે દિશામાં અંધકાર દેખાવા લાગ્યો, અને આશાનો અગ્નિ બુઝાતો લાગ્યો. ખુદેજા (ર) ના મૃત્યુ પછી એણે ગૃહ ત્યાગ કર્યો હતો. એની પાસે અત્યારે તો રહેવાને ઘર ન હતું, તેમ ખર્ચવા માટે પૈસાએ ન હતા, અને ખાવાને અન્ન પણ ન હતું, પારકા ઘરમાં પર અન્નથી એનું પોષણ થતું. એની દરિદ્રતાની સીમા ન રહી ' અવસ્થા ૫૦ વર્ષની થઇ હતી. યુવાની જેવું જોમ હાલ નહોતું રહ્યું. શરીરમાં બળ ન હતું, આશા અને સહાય નષ્ટ થયાં હતાં, ચારે તરફ શત્રુજ શત્રુ! આશાનું એક માત્ર કિરણ પણ ક્યાંએ નહોતું દ્રષ્ટિ ગોચર થતું. ઘણા કષ્ટ અને દુ:ખમાં એ મુખ્તમના ઘરમાં પોતાના દિવસ ગાળતો હતો. એવે સમયે સુકાન નામક એક શિષ્યની પત્નીએ મહમ્મદ (સ) પાસે આશ્રયની ભીખ માગી. સુકાન દેશવાસીઓના અત્યાચાર સહી ન શકવાથી અબીસીનીઆ ચાલી ગયો હતો ત્યાં એનું મૃત્યુ થતાં એની સ્ત્રીએ ત્યાંથી પાછા ફરી મહમ્મદ (સ) પાસે આશ્રયની ભીક્ષા માગી વિધવાનું નામ સૌદા હતું. સૌદાને ત્યાં ગાળવી એ એને ઠીક ન લાગ્યું જે મક્કાને પોતાને માટે સર્વસ્વનો ત્યાગ કર્યો, તેની વિધવાને અસહાય છોડવી એ મહમ્મદ (સ) ને ઠીક ન લાગ્યું. અરબ દેશની જે દશા થઇ રહી હતી તેનાથીએ વધુ શોચનીય અવિવાહીત અને વિધવા સ્ત્રીઓની દશા

અરબસ્તાનમાં કુરેશ વંશનું ઘણું માન હતું. એ વંશના નેતા તુફૈલ નામક એક પુરૂષ હતો, એ હજ અને ઓમરા નામક વ્રતો પૂર્ણ કરવા માટે આ સમયે મક્કે આવ્યો હતો. કુરેશોએ એક વખત એને કહ્યું હતું, કે—આપ ધાર્મિક પુરૂષ છો, આપ કુસંગમાં પડી કદાચ ધર્મ ભ્રષ્ટ ન થઇ જાવ એ ખાતર હમે આપને કહીએ છીએ, કે આ મક્કા નગરમાં એક મહમ્મદ (સ) નામક દુરાચારી અને પાખંડી આદમી વસે છે. એ અમારા સનાતન ધર્મનો નાશ કરવાને પ્રવૃત્ત થયો છે. એની પાસે એવું જાદુ છે, કે જે કોઇ એની વાતો થોડી વખત સાંભળે તેની બુદ્ધિ બગડી જાય છે! જેથી આપ પણ હોશીઆરીથી-સાવચેતીથી મક્કા નગરમાં રહેશો. આ વાતથી ભડકીને તુફૈલે કાનમાં રૂનાં પુમડાં (ડાટો) માર્યાં, કે કદાચને રસ્તામાં ચાલતાંયે મહમ્મદ (સ) નો અવાજ કાનમાં પ્રવેશ કરી જાય! એક દિવસ એ કાબા મંદિરમાં નિશ્ચિત મને બેઠો હતો, ત્યાં મહમ્મદ (સ) નો પ્રવેશ અસંભવ માની એણે કાનોમાંથી ડાટા ઉખેડી નાખ્યા. ચારે તરફ ઉપદેશ થઇ રહ્યો હતો. એક તરફ એણે જોયું, તો એક પ્રૌઢ આદમી અતીવ મનોહર ભાષામાં એક ગ્રંથ પઢી રહ્યો છે થોડો પણ એણે એ ગ્રંથ શ્રવણ કર્યો, એ સાંભળતાં એનું મન અને હૃદય મોહિત થઇ ગયાં, અને પોતાની જાતને એ સાધુના ચરણ કમળમાં અર્પણ કરી—ત્યાંજ લોટી પડ્યો. એક જણે પૂછ્યું કહ્યું કે—શું આપ નાસ્તિક અને વિધર્મી મહમ્મદ (સ) ના શિષ્ય બનશો? તુફૈલ ચમકી ઉઠ્યો, અને એને કહ્યું,—"શું જે આદમીને લોકો પાખંડી અને વિધર્મી તરીકે પોકારે છે તે મહમ્મદ (સ) આ?" જો એ પુરૂષ પાપી છે, તો સંસારમાં

ધર્માત્મા કોણ છે? તુફૈલના સર્વ સંદેહ નષ્ટ થયા. પોતાના અપરાધોનો સ્વીકાર કરી તુફૈલ મહમ્મદ (સ) ને શરણે ગયો. ઇશ્વરની લીલા ખરેખર વિચિત્ર છે! જે પુરુષે મહમ્મદ (સ) નું મુખ સરખુંએ ન જોવાની પ્રતિજ્ઞા લીધેલી અને એની વાત ન સાંભળવા કાનોમાં પુમડાં રૂનાં ઘાલેલાં તે તુફૈલ આજે મહમ્મદ (સ) ને શરણે આવ્યો!

આ વખતે તુફૈલ પછી બીજું કોઇ ઇશ્વરનું વિશ્વાસી ન બન્યું, અને એટલામાંએ પવિત્ર માસ પણ ખતમ થવા આવ્યો. મહમ્મદે (સ) ખરા જીગરથી સત્ય ધર્મનો પ્રચાર કર્યો. પરંતુ તુફૈલ સિવાય બીજું કોઇ એનો શિષ્ય ન બન્યું. એક દિન મહમ્મદ (સ) આંસુઓ સાથે પરમાત્માના ગુણોનું વર્ણન કરી રહ્યો હતો. એ અરસામાં યસરબ નગરના પાંચ છ આદમીઓ અંદર અંદર વાતો કરતા ત્યાં ખડા થયા. મહમ્મદે (સ) સર્વને પોતાની પાસે બેસાડી ખુલ્લા હૃદયથી સત્ય ધર્મની વ્યાખ્યા સમજાવી. મહમ્મદ (સ)ની ભક્તિ, શ્રદ્ધા અને જ્વલંત વિશ્વાસની વાત સાંભળી યસરબ વાસીઓ મુગ્ધ થઇ ગયાં. એટલા તો મુગ્ધ થયાં, કે સર્વેએ એક માત્ર ઇશ્વરની ઉપાસનાનું વ્રત ત્યાં ને ત્યાંજ લીધું, સને ૬૨૦ માં ફરી છ અન્ય પુરૂષોને ઇશ્વરમાં વિશ્વાસી બનાવી મહમ્મદે (સ) ઘોર અંધકારમાં એક આશાનું કિરણ ભાળ્યું. હાલ યસરબ નગરને મદિના કહે છે. મક્કાથી એ નગર ૧૨૫ માઇલ દૂર છે. આ સમયે ત્યાં અનેક યાહુદીઓ રહેતાં હતાં. યહુદી લોકોના સંસર્ગથી અરબ વાસીઓમાંથી પ્રથમથી મૂર્તિ પૂજા પર વિશ્વાસ નષ્ટ ગયો હતો. મહમ્મદ (સ) નો જ્વલંત વિશ્વાસ અને સત્ય ધર્મની વ્યાખ્યા સાંભળી એણે

આસ્થાપૂર્વક એના શિષ્ય બની મદિને ચાલી ગયા. એ લોકોએ મદીને જઇ મહમ્મદ (સ) ના નવા ધર્મની અને મહમ્મદ (સ) ની ચર્ચા ઘેરઘેર કરી. એક વર્ષ તો પુરૂં ન થયું હશે એટલામાં તો મદિનામાં દરેક ઘરમાં ઓછામાં ઓછો એક આદમી તો મહમ્મદ (સ) ના સિદ્ધાંતોને માનનાર થઇ ગયાં. ત્યાં ઘેર ઘેર એ સંદેશો પહોંચી ગયો, કે મક્કામાં એક નવા ધર્મ–પ્રચારકનો આવિર્ભાવ થયો છે.

અહિં પવિત્ર માસ વિત્યા બાદ આખું વર્ષ મહમ્મદ (સ) ઘરમાં ભીતરૂ કેદીઓની જેમ પડી રહ્યો. દ્વિતિય સમય જ્યારે મેળાઓનો પ્રસંગ આવ્યો, ત્યારે એ પેલા ૭ મદિના વાસીઓને અને પોતાને ત્યાંથી કેટલીક સમ્પત્તિશાળી વ્યક્તિઓને સાથે લઇ ફરી મક્કે આવ્યો. આ વ્યક્તિઓએ મહમ્મદ (સ) ના નવા ધર્મમાં દિક્ષા લેવા ઇચ્છયું. મહમ્મદે (સ) એ સર્વને અકબા પર્વતની ગુફામાં લઇ જઇ મૂર્તિ પૂજાની અસારતા અને સત્ય સ્વરૂપ ઇશ્વરની પૂજાનો મહિમા સમજાવ્યો. અંતમા એ લોકોએ પ્રતિજ્ઞા લીધી કે—" અમે ઇશ્વરના નામ સિવાય ઇશ્વરની કોઇ પત્થર, માટીની મૂર્તિની પુજા ન કરીશું. અમે ચોરી, વ્યભિચાર અને અત્યાચારથી અલગ રહીશું. સંતાન અને મનુષ્યની હત્યા ન કરીશું. પરનિંદા તથા અન્યને દુઃખ દેવાથી દૂર રહીશું. ભલાઇના કર્મમાં અને સત્ય ધર્મના પ્રચારમાં અમે સદા સર્વદા સહાયક બનીશું. ઇશ્વર પર વિશ્વાસ કરનારાઓની સાથે અમે સુખ અને દુઃખમાં મક્કમ રહીશું." સન્ ૬૨૧ માં દિક્ષાનું આ કામ સમાપ્ત થયું. ધન, વ્યાપાર અને નૈતિક વિકાસ કરનારા બાર મનુષ્યો આ ગુપ્ત મંત્રને હૃદયમાં ધારણ કરી સ્વગૃહે પાછા ફર્યા. જોતજોતામાં તો મદિના નગરમાં અનેક નર નારીઓએ મુસલમા

ધર્મ ઉપરથી શ્રદ્ધા દુર કરી નવા ધર્મમાં શ્રદ્ધા આરોપણ કરી. દેવ-દેવીઓને એક કોરાણે મુકી, " એક ઈશ્વરના સિવાય બીજો કોઈ ઈશ્વરજ નથી. " એ ધ્વનિ મક્કા નગરમાં ગુંજવા લાગ્યો.

ક્રમશઃ ક્રમશઃ વિદેશોમાંયે નવા ધર્મનો પ્રચાર થવા લાગ્યો. પરંતુ સ્વદેશ-મક્કામાં તો હજુએ નવા ધર્મ પ્રતિ લોક અધિક ઘૃણાથી જોતા હતાં. પોતાના નગર વાસીઓને અંધારાની ખાણમાં ડુબેલા જોઈ મહમ્મદ (સ) નુ હૃદય દુઃખથી અધિર બની ઉઠ્યું.

સંપુર્ણ આપત્તિ-વિપત્તિઓ અને દુઃખોના વરસાદ પડી પણ મહમ્મદ (સ) ની તો દૃઢ ખાત્રી થઈ ચુકી હતી. કે સત્ય ધર્મનો આખરે તો જય થશેજ. એ તો એની મજબુત માન્યતા હતી, કે અજ્ઞાન પર જ્ઞાનનો વિજય થશેજ એને તો સંસારના ઉદતાં પહેલાં-ઉદય પહેલાંજ સત્યનો જય નીહાળતો હતો અને એટલા સારૂ તો એનું હૃદય દીક દીક દુઃખી થઈ જતું. દુશ્મનોએ વિદેશોમાં મહમ્મદ (સ) નો પ્રભાવ વધતો જતો જોઈ ફરી અત્યાચાર શરૂ કર્યો ! મહમ્મદ (સ) સર્વ શક્તિમાન ઈશ્વર પર વિશ્વાસ કરી અટલ અને અચલ બની સત્ય ધર્મને માટે યુદ્ધ કરવા લાગ્યો. હજારો આદમીઓની શક્તિ જેટલું એ કામ એકલો કરવા લાગ્યો. જે ઉંમરમાં પગ માંડી અન્ય લોક શાંતિથી

જીવન ગાળવા માટે દુનિઆનો કામ ધંધો છોડી વિશ્રાંતિ મેળવે છે, તે ઉંમરમાં-અવસ્થામાં મહમ્મદ (સ) ને સત્ય ધર્મનો પ્રચાર કરવામાં અતિ પરિશ્રમ કરવો પડયો ! જે ધર્મ માટે એણે પોતાના જીવનના સુખ, સૌભાગ્ય અને બાકી બધું એક પછી એક ગુમાવ્યાં, એ ધર્મને માટે આજે એ પોતાના પ્રાણ પાથરવા પ્રસ્તુત થઈ ગયો હતો

આ સમયે એક રાત્રીએ મહમ્મદે (સ) સ્વપ્ન જોયું. એણે જોયું, કે એક સ્વર્ગીય દૂત જિબ્રીલ એક બરફ સમ શ્વેત પશુ લાવીને મહમ્મદ (સ) ની સામે ખડું કર્યું. મહમ્મદ (સ) એ પ્રાણી પર સવારી કરી જીબ્રીલની સાથે આકાશના શૂન્ય પ્રદેશોમા વીચરવા લાગ્યો રસ્તામાં સીનાઈ તથા બેથલહેમ પહાડો પર એણે ઇશ્વરની પ્રાર્થના કરી. એ સમયે આકાશ વાણી સંભળાઇ કે—" મહમ્મદ (સ) હું તારી સાથે વાત કરવા માગું છું. પૃથ્વી ઉપર હું તને સર્વથી અધિક ચાહું છું." જે પશુ પર મહમ્મદ (સ) બેઠો હતો, તેણે તો કોઇ વાત ઉપર ધ્યાન ન દેતાં વધુ ગતિથી ચાલવાજ માંડયું. થોડે વધુ દુર ગયા પછી પણ ફરી એ આકાશ વાણી થઇ! પશુએ તો વધુ જોરથી–જલદીથી આકાશના શૂન્ય પ્રદેશો તરફ ઉડવા માંડયું. થોડુંક વધુ દુર ગયા પછી મહમ્મદે (સ) જોયું, કે અનંત અલંકારોથી ભૂષિત સાક્ષાત્ ચંદ્ર સમ કાંતિવાન, અપુર્વ મનમોહક એક સુંદરી સ્હામે ખડી થઇ કહેવા લાગી—" મહમ્મદ (સ) ! એક ક્ષણને માટે થોભી જાઓ, હું તમને એકાદ બે વાતો કહેવા ચાહું છું. પૃથ્વી પર હુંએ તમારી સર્વથી શ્રેષ્ઠ પ્રેમિની હતી." પણ જે પ્રાણી પર મહમ્મદ (સ) સવાર થયો હતો, તે એક ક્ષણને માટે ન થોભ્યું. મહમ્મદે (સ) જીબ્રીલને પ્રશ્ન પુછયો,—" મેં પહેલાં કોનો અવાજ સાંભળ્યો હતો ? અને આ સ્ત્રી કોણ છે ? " જીબ્રિલે જવાબ આપ્યો, " તમે પહેલાં જે અવાજ શ્રવણ કર્યો તે યહુદીનો હતો. જો તમે એ અવાજ પર ધ્યાન આપ્યું હોત તો આરબ નિવાસીઓ યહુદી ધર્મ ગ્રહણ કરત. બીજો અવાજ સંભળાયો તે ઇસાનો હતો. જો એ અવાજ આગળ તમે થોભી જાત તો આરબો ઇસાઇ

થઇ જાત, "અને તમે જો, સ્ત્રી જોઇ, એ સંસારના ધન-માન, તથા લોભ છે, જો તમે સ્ત્રીના કહેવાથી ત્યાંજ થોભી જાત તો, આરબ જાતિ ધન, માન, અને લોભમાં ફસી જઇ, પરલોકની વાત ભૂલી જાત."

આગળ ચાલતાં ચાલતાં સવારી જેરૂસલેમ મંદિર સામે પહોંચી. મંદિરમાં ઇબ્રાહીમ મુસા અને ઇસાનાં દર્શન કરી મહમ્મદે (સ) એમની સાથે ઇશ્વરની ઉપાસના કરી ત્યાંથી આગળ સીડી (દાદર) દેખાતી હતી, એ સ્વર્ગ જવાની સીડી હતી. મહમ્મદ (સ) જીબ્રિલની સહાયતાથી એ સીડીએ ચઢી પહેલા સ્વર્ગમાં ગયો. પહેલું સ્વર્ગ ચાંદીનું બનાવેલું હતું. ત્યાં આદમની સાથે એનો મેળાપ થયો. ત્યાંના સ્વર્ગીય દૂતો જંતુ જેવા આકારના હતા, અને એઓ દુનીઆના મનુષ્યો પર કૃપા કરવા પ્રભુની પ્રાર્થના કરતા હતા. પ્રાર્થનામાં લીન રહેતાં સફેદ રંગનાં મોટાં મોટાં મરઘાંઓ સવારમાં ઇશ્વરનું ગાન કરતાં, અને બીજા જંતુઓ એમની સાથે મળી પ્રાર્થના કરતાં. એ સ્વર્ગ પછી મહમ્મદ (સ) કસ્પાત (સોનું) ના બીજા સ્વર્ગમાં પ્રવેશ કર્યો. ત્યાં એને પયગંબરનો ભેટો થયો. એ પશ્ચાત્ હીરા મોતીઓના ચમત્કાર કરતા સ્વર્ગમાં પહોંચી એણે જોયું, કે એક દૂત બેઠો બેઠો પૃથ્વી ઉપર જન્મ લેનારાઓનાં નામ લખી રહ્યો હતો, અને જેઓ મૃત્યુ પામતાં તેમનાં નામ કાઢી નાખતો હતો. એ બાદ એ શુદ્ધ રૂપાના બનેલા ચોથા સ્વર્ગમાં પ્રવેશ્યા. ત્યાં ઉભો ઉભો એક સ્વર્ગીય દુત મનુષ્યોના અત્યાચાર અને પાપોથી દુઃખી થઇ આંસુઓ સારી રહ્યો હતો એ પછી સોનાના બનેલા પાંચમા સ્વર્ગમાં જઇ એણે જોયું કે એક ભયંકર રૂપવાળો દુત-જેના

હાથમાં આગની માફક બળતી લોહાની સાંકળો પાપીઓ તથા નાસ્તિકોને માટે પડી છે. એની આગળ છઠ્ઠા સફેદ પત્થરના બનેલા સ્વર્ગમાં જઇને એણે જોયું, કે અડધો બરફ તથા અડધો અગ્નિનો બનેલો એક સ્વર્ગીય દૂત ઉભો છે. આશ્ચર્ય એ હતું કે આગની ગરમીથી પીગળી બરફ અગ્નિને ઠંડો નહોતો પાડતો. એની ચારે તરફ બેઠેલા કેટલાક બીજા સ્વર્ગીય દૂતો પ્રાર્થના કરતા હતા, કે “ હે પરમેશ્વર ! જેમ તેં બરફ અને અગ્નિ એકત્ર કર્યાં છે, તેમ તમારા પર વિશ્વાસ અને અવિશ્વાસ કરનારાઓને એકત્ર કરી દો. ” ત્યાં મુસાની સાથે મહમ્મદ (સ) નો ભેટો થયો. મહમ્મદ (સ) ને જોઇ મુસા રૂદન કરવા લાગ્યા. મહમ્મદે (સ) જ્યારે એને રૂદનનું કારણ પૂછ્યું, ત્યારે એણે જવાબ આપ્યો, કે “ તમે તમારી જાતીવાળા જેટલાને સ્વર્ગમાં લાવશો એટલાં ઇસરાયલોને હું ન લાવી શકીશ. ” ત્યાંથી મહમ્મદ (સ) સાતમા સ્વર્ગમાં પહોંચ્યો. એ સ્વર્ગની રચના પ્રકાશમાન સ્વર્ગવાસીઓએ કરી હતી. મનુષ્ય ભાષામાં આ સ્વર્ગનું વર્ણન કરવાની શક્તિજ નથી—શબ્દો નથી. ક્યાંથી હોય ? અહિંના સ્વર્ગીય દૂતો પૃથ્વીના મનુષ્યો કરતાં અધિક વિપુલ કાય: હતાં. એમને સત્તર સત્તર હજાર મસ્તક અને એક એક મસ્તકમાં હજાર હજાર મુખ હતાં. એ દૂતો પોતાની અનેક જીહ્વાઓથી સર્વના સ્વામી ઇશ્વરના ગુણાનુવાદ કરી રહ્યાં હતાં. અહિં એને-મહમ્મદ સ) ને ઇબ્રાહીમ સાથે ભેટો થયો ! પશ્ચાત્ મહમ્મદ (સ) મંદિરમાં—મસ્જીદમાં દર્શન કરવા ગયો. દરવાજા પર એને શરાબ, દૂધ અને શહદ પીવાં માટે આપવામાં આવ્યાં. મહમ્મદે (સ) શરાબ અને શહદનો ત્યાગ કરી કેવળ દૂધ પીધું. જીબ્રીલે કહ્યું. કે “ મહમ્મદ ! તેં બહુજ

ઠીક કર્યું, જો તેં શરાબ પીધો હોત, તો તારી જાતિની મતિ ભ્રષ્ટ થઇ જાત." આ પછી મહમ્મદ (સ) બે વખત પ્રકાશમાં અને એક વખત અંધકારમાં પ્રવેસી-તે પસાર કરી પરમાત્માની સન્મુખ પહોંચ્યો. ભય અને આશ્ચર્યથી એનું આખું શરીર કંપવા લાગ્યું. ૨૦ હજાર આવરણોથી પ્રભુએ-ખુદાએ પોતાનું મુખ ઢાંકી રાખ્યું હતું, છતાંએ મહમ્મદ (સ) થી તે બાજુ દ્રષ્ટિ ન ફેંકી શકાઇ. ઇશ્વરે-ખુદાએ એક હાથ લંબાવી મહમ્મદ (સ) ની ગરદન પર નાખ્યો. બાજો હાથ છાતી પર મૂક્યો. આ સ્પર્શથી મહમ્મદ (સ) ના હૃદય અને અસ્થિઓ ઠંડાગાર દીસવા લાગ્યાં. બીજીજ ક્ષણે એને અપાર આનંદ અને હર્ષ થયો. મહમ્મદ (સ) ને ઇશ્વરે ઘણોજ ઉપદેશ કર્યો. એણે પોતાના ભક્તોને દિનમાં પચાસ વાર પ્રાર્થના કરવાની આજ્ઞા આપી. ઈશ્વર દર્શન કરી મહમ્મદ (સ) પાછો ફરતો હતો, રસ્તામાં મુસા મળ્યા. એણે પૂછ્યું,-"ઇશ્વરે શું કહ્યું?" મહમ્મદે (સ) કહ્યું.—"એણે દિનમાં ૫૦ વાર પ્રાર્થના કરવા કહ્યું છે. મુસાએ કહ્યું.—"પાછા ફરો અને પ્રાર્થનાની સંખ્યા ઓછી કરાવો." કારણ અથાગ પરિશ્રમ છતાંએ હું ઇસરાયલ લોકો પાસે પ્રાર્થના ન કરાવી શક્યો" મહમ્મદ (સ) ફરી ઇશ્વરની પાસે ગયો, અને દિવસમાં ૪૦ પ્રાર્થના કરવાની આજ્ઞા લઇ આવ્યો. મુસાએ કહ્યું,-"એ પણ વધુ છે. હજુ પણ ઓછી કરાવો" મહમ્મદ (સ) કેટલીક વાર ઇશ્વર પાસે ગયા, અને અંતમાં દિનમાં ચાર પાંચ પ્રાર્થના કરવાની આજ્ઞા લઇ આવ્યો. મુસાએ પ્રાર્થનાની સંખ્યા હજુ પણ કમી કરાવવા કહ્યું, પરંતુ અંતમાં મહમ્મદે (સ) કહ્યું. કે 'મેં અનેક વાર ઇશ્વર પાસે ક્માની પ્રાર્થના કરી છે હવે જવું નહિ

કહ્યું." બુરાકને સલામ કરી મહમ્મદ (સ) પેલી બરફ સમ શ્વેત સવારી પર બેઠા અને ઝગઝગતા સ્વર્ગ લોકમાંથી મૃત્યુ લોકમાં આવ્યા. મહમ્મદ (સ) નું આ ગંભીર અને ભાવપૂર્ણ સ્વપ્ન "મેરાજ" નામથી પ્રસિદ્ધ છે. આ સ્વપ્ન સંબંધમાં વખતોવખત વિતંડાવાદ અને શાસ્ત્રાર્થ થઈ ચૂક્યા છે. ધાર્મિક ગ્રંથોથી પરિચિત વ્યક્તિઓ એને મહમ્મદ (સ) નું સ્વપ્નું માને છે. પરંતુ મુસલમાન ધર્મ પર આક્ષેપ કરનારાઓ મહમ્મદ (સ) પર તરેહ તરેહનાં દોષારોપણો કરી, એને ઠગ અને ઢોંગી સાબીત કરવા પ્રયત્ન કરે છે. મહમ્મદ (સ) સદા સર્વદા અલૌકિક કામો-ચમત્કારોથી વિરુદ્ધ રહ્યો છે. એણે કદી એમ નહોતું કહ્યું, કે 'હું આ શરીર સાથે સ્વર્ગમાં ગયો,' પરંતુ કુરાનના ૭ મા અધ્યાયના ૮ મા શ્લોકમાં એણે સ્પષ્ટ કહ્યું, છે કે "મેં સ્વપ્નું જોયું હતું."

સને ૬૨૨ માં ફરી મક્કાનો મેળો ઉપસ્થિત થયો. મદીના નગરના અસંખ્ય નર નારીઓ આ વખતે મેળામાં એકત્ર થયાં હતાં. એમની સાથે બીજા પાંચ આદમીઓ નવા ધર્મમાં દિક્ષિત થવાના ઈરાદાથી આવ્યા હતા. મહમ્મદ (સ) મક્કામાં રહી અનેક કષ્ટ વેઠી રહ્યો હતો. લોકોનો એ વિચાર હતો, કે આમ અસીમ કષ્ટ સહેવા દેવા કરતાં મહમ્મદ (સ) ને મદિના લઈ જવો, અને ત્યાં સુખશાંતિ આપવી. યાત્રીઓ, વહેપારીઓ સાથે ધર્મ-પિપાસુઓ પણ મક્કામાં આવ્યા. જ્યારે મૂર્તિપૂજકો પોતપોતાના ક્રિયા કલાપમાં લાગ્યા, ત્યારે આ ધર્મ પિપાસુઓનું દળ ચુપચાપ મહમ્મદ (સ) ની પાસે ગયું. દિન ભર સલાહ સંપી કેલાયા બાદ સર્વ રાત્રીના એક પર્વતની ગુફામાં એકત્ર થયાં. મહમ્મદ (સ) પોતાના ભાઈ અબ્બાસને સાથે લઈ મુઅતમને ઘેરથી ધીમે ધીમે

પર્વત તરફ ચાલ્યો. અબ્બાસે નવા ધર્મ ગ્રહણ નહોતો કર્યો. પણ એ મહમ્મદ (સ) ને પવિત્ર પુરૂષ સમજતો હતો, અને તેથીજ તે મહમ્મદ (સ) ને સહાયતા કરતો. મધ્ય રાત્રિના સમયમાં મહમ્મદે (સ) ગુફામાં પ્રવેશ કર્યો. મદીનાવાસી ધર્મ પિપાસુ ગણ એને જોઇને ભક્તિ અને શ્રદ્ધાથી હાથ જોડી ઉભા થઇ ગયા. ગંભીર નિસ્તબ્ધતા ભંગ કરી મહમ્મદ (સ) તેમને ઉદ્દેશી કહેવા લાગ્યો,—" હે વિશ્વાસ કરનારા પુરૂષો, તમે ઇશ્વર પર વિશ્વાસ રાખી સત્ય ધર્મ ગ્રહણ કરવા તૈયાર થયા છો. પરંતુ એ ધર્મ અખત્યાર કરતાંજ પ્રાણનો મોહ તમારે છોડવો પડશે—જેઓ આ ધર્મ ગ્રહણ કરે છે, એમને લોકોનાં અપમાનો તથા દુઃખ સહન કરવાં પડે છે. ધર્મ ગ્રહણ કરતાંજ તમારી જીંદગીને દુઃખનું સ્થાન બનાવવું પડશે. જો તમને મૃત્યુનો ભય ન હોય, જો મનુષ્યોનાં બનાવેલાં કષ્ટોથી તમારૂં હૃદય ન કાંપતું હોય, જો સત્ય સ્વરૂપ પરમાત્મા—ઇશ્વર પર વિશ્વાસ કરતા હો, તોજ આ નવા ધર્મના દિક્ષા લઇ તમારા આત્માનું કલ્યાણ કરજો—આ મનુષ્ય દેહને પાવન કરજો. " મદિના વાસીઓએ એક અવાજે જવાબ આપતાં કહ્યું,—" હમે જાણી બુજીને આ ધર્મ ગ્રહણ કરવા આવ્યા છીએ, અને અમે સમજીએ છીએ, કે આ ધર્મમા દિક્ષા લેવાથી વિપત્તિઓનાં વાદળ વરસશે. ભય, આપત્તિ અને વિપત્તિઓને તરણ ગણી અમે તમારૂં અનુકરણ કરીશું. હે સત્ય ધર્મના પ્રચારક ! અમે તમારે અને ઇશ્વરને માટે સર્વ પ્રતિજ્ઞાઓમા બંધાવા તૈયાર છીએ. " મહમ્મદે (સ) કુરાન ખોલ્યું. થોડી ઘડી સુધી સુલલીત ભાષામાં કુરાનનું વાંચન કર્યું. એણે કુરાનદ્વારા ઇશ્વરની અપૂર્વ કરૂણાનું હૃદયગ્રાહી વર્ણન કર્યું. પરમાત્માની

દયાનુ અદ્દભૂત વર્ણન સુણી ભક્તોની આંખોમાં અશ્રુધારા વહેવા લાગી. સર્વમાં અપૂર્વ ભાવનો સંચાર થયો. આ ગંભીર રાત્રીમાં તો ઇશ્વર પ્રેમની નદીઓ વહી ! મદીના વાસીઓએ એક પછી એક શપથ લઈ નવા ધર્મની દિક્ષા લીધી, અને આખા જીવન સુધી ઈશ્વરના દાસ બન્યા.

ધર્મ ગ્રહણ કર્યા પછી એમણે મહમ્મદ (સ) ને કહ્યુ,— "હમે જે પ્રકારે હમારા સ્ત્રી પુત્રોની રક્ષા કરીએ છીએ તે પ્રમાણે આપની પણ રક્ષા કરવાની પ્રતિજ્ઞા લઈએ છીએ. હમારો ત્યાગ કરી આપ કોઈ અન્ય સ્થળે ન જશો." મહમ્મદે (સ) સ્મીત વદને કહ્યું,—" હું તમારો ત્યાગ નહિ કરૂં, તમે મારા છો અને હું તમારો છું. આ પછી દરેકે મહમ્મદ (સ) નો હાથ પકડી એને સહાય અને ધર્મ પ્રચાર કરવાની પ્રતિજ્ઞા લીધી.

આ કામ પૂર્ણ થયા પછી મહમ્મદે (સ) એઓમાંથી ૧૨ સખસોને નકીબ-પ્રતિનિધી તરીકે ચૂંટયા. એ સમયે એક ભયાનક અવાજથી પહાડ ગુંજી ઉઠયો, કોઇ પહાડ ઉપરથી પોકારી ઉઠયુ, " અરે પાપીઓ ! આજે તમે તમારા બાપદાદાઓના સનાતન ધર્મનો ત્યાગ કર્યો છે, એનું વીપરીત ફળ શીઘ્ર તમને મળશે. રાત્રીના સમયમા ભયાનક અવાજથી સર્વ ચોકી ઉઠયાં, પરન્તુ મહમ્મદ (સ) ની જવલંત ભાષા પર સર્વને વિશ્વાસ હતો, અને એ ભયંકર અવાજની પરવા કોઇએ ન કરી. હર હમેશ મહમ્મદ (સ) ને મદદના કરવાનુ વચન આપેલાથી એઓ " અનસારી " ( મદદ કરનાર ) કહેવાયા. સવાર થતા પહેલાં તો સર્વ સતાના સતાના પોતાને મુકામે આવી રહ્યા. સવાર પડતા પહેલાં તો આખા મક્કા નગરમાં આ વાત ફેલાઇ ગઇ કે ઘણા

મદીનાવાસીઓ મુસલમાન થઇ ગયા. મક્કાના મુખ્ય મુખ્ય પુરૂષો મદિનાવાળાઓના સ્થાન પર આવ્યા, અને કહેવા લાગ્યા કે,— " જેમણે જેમણે પોતાના સનાતન ધર્મનો ત્યાગ કર્યો હોય, તેમને હમારા સ્વાધિન કરો, પરંતુ બહુ શોધ કર્યા છતાં એમને એ વાતનો પત્તો ન મળ્યો, કે કોણ કોણ મુસલમાન બન્યું હતું. બે એક મદીનાવાસીઓને પકડી મગાવવામાં આવ્યા. પરંતુ તેઓ પણ જીવતાંયે મરવાની પ્રતિજ્ઞા કરી ચૂકયા હતા. એ કારણે કોઇએ કોઇનું નામ પ્રકાશ નજ કર્યું, પવિત્ર માસ વીતી ગયો. યાત્રીઓ અને વ્યાપારીઓ પોતપોતાના દેશ પાછા ફર્યા. મહમ્મદ (સ) ફરી દુશ્મનોના ભયથી છુપાઇ ઘરના ભીતરમાં રહી વધુ અત્યાચારોની પ્રતિક્ષા કરવા લાગ્યા

---

## પ્રકરણ ૭ મું.

## —મદિના-પ્રવાસ—

મહમ્મદે (સ) મદીના વાસીઓ સાથે જીવન મરણની સંધિ કરી લીધી. મદીનાના ભલભલા મોટા વ્યાપારીઓ અને ધનવાનો નવા ધર્મમાં દિક્ષિત થઇ ગયા. મક્કાના પૂજારીઓએ જોયું, કે આકાશના એક ખૂણામાં પડેલું એક નાનકડું વાદળું જોતજોતામાં ઘનઘોર ઘટા બની આખા આકાશમાં છવાઇ રહ્યું છે. આ વિપત્તિઓને જોઇ એઓ ગભરાઇ

અને નવા ધર્મને જડમૂળથી ખોદી ફેંકી દેવાના સંપૂર્ણ તૈયારીઓ કરવા લાગ્યા. સત્યધર્મ ગ્રહણ કરનારાઓ પર રાતદિન અત્યાચારો ગુજરવા લાગ્યા. આ જોઇને મહમ્મદે (સ) એના શિષ્યોને મક્કા નગરનો ત્યાગ કરી મદીના ચાલ્યા જવાની આજ્ઞા આપી. લગભગ મધ્ય રાત્રીના સમયે સર્વ પરિવારો સ્વદેશ અને સ્વજનોની મમતા ત્યાગી જુદી જુદી ટુકડીઓ–ટોળાઓમાં ચાલી નીકળ્યા. દિવસના એઓ પહાડોની ગુફાઓમાં સમય ગાળતા, અને રાત્રીના રસ્તો કાપતા કાપતા આ ધાર્મિક લોકો મદિના પહોંચ્યા. મદિનાવાસીઓએ આ આપત્તિનાં માર્યા–ઘરબાર હિન ધાર્મિક લોકોને પોતાના ભાઇ સમ ગણી આશ્રય આપ્યો. અબુબકર (ર) અત્યાર સુધી મહમ્મદ (સ) ની સાથેને સાથેજ રહેતો હતો, પરંતુ અત્યાચારીઓના જુલમથી એ પણ આબીસીનીઆની પેલી મેર પ્રયાણ કરી ગયો. જ્યારે એ બે દિવસનો રસ્તો પસાર કરી રહ્યો ત્યારે એક મિત્ર જાતિના માલિક સાથે એને મેળાપ થયો, અને એણે વચન આપ્યાના કારણે એ મક્કે પાછો ફર્યો. એના આશ્રયમાં રહી અબુબકરે હવે દિન પસાર કરવા લાગ્યા. પોતાના પ્રાણ જવાના ભયથી મહમ્મદ (સ) ના શિષ્યો મક્કાથી ચાલી ગયા, મક્કા નગરની શેરીઓ ઉજ્જડ થઇ વસી, જે ઘરમાં હરહંમેશ આનંદ–કલ્લોલ થતા, બાળકો અને સ્ત્રીઓ જેમાં આનંદ અને કલ્લોલથી અટ્ટહાસ્ય કરતી ત્યાં આજે તાળાં વસાયા હતાં અને મતિ પૂજકો પોતાનાં હથીઆરો લઇ ખુનના તરસ્યા વાઘની માફક ઘુમી રહ્યા હતા. એક એક કરતાં તો સર્વ મુસલમાનો મક્કા છોડી ચાલ્યા ગયા. આવા ભયંકર અત્યાચારોની આગની વચ્ચે મહમ્મદ (સ) અલી (ર) અને અબુબકર (ર) હજુ રહી ગયા હતા

સમસ્ત મક્કાના કતાકારવતા અબુસોફીઆન મહમ્મદ (સ) નો બડો દુશ્મન હતો. આ રાતદિન એ ચિંતાથી જલી ગયો હતો, કે આટઆટલા વિરોધ છતાંએ દેશ વિદેશમાં નવા ધર્મનો પ્રચાર થઇ રહ્યો છે જો એને હું જલદીથી ઉખેડી ન ફેંકી દઉં તો એ પુરાણા સનાતન ધર્મનો નાશ કરી દેશે. નવા ધર્મનો સમુળો નાશ કરવાને માટે એણે મૂર્તિ પુજકોને બોલાવ્યા. તેમની મધ્યમાં ઉભો રહી અબુસોફીઆન કહેવા લાગ્યો,—" નવો ધર્મ દિન પ્રતિદિન વધતો જાય છે, એના નાશને માટે જેમજેમ વધુ ઉપાયો અજમાવ્યા તેમતેમ તે વધુ વૃદ્ધિગત થયો અને હવે મક્કા નગર ખાલી થવા આવ્યું. હવે તો મુસલમાનો મદીના જઇને પોતાનો સમુહ વધારી રહ્યાં છે. જો આપણે પણ વધુ નિશ્ચિંત રહીશું, તો ઘણીજ ટુંક મુદતમાં આપણે આપણા ધર્મ અને સમાજનું મૃત્યુ નીહાળવાનો પ્રસંગ આવશે. મહમ્મદ (સ) ની જાન લીધા વિના નવા ધર્મનો પ્રવાહ કોઇપણ રીતે રોકી શકાય એમ છેજ નહિ. આજે આપણે સર્વ મળીને એવી યોજના કરીએ કે જેથી આપણે સદૈવને માટે નિશ્ચિંત થઇ શકીએ " સભા મૌન બેસીજ રહી, બીજા વક્તાએ ઉભા થઇ કહ્યું—" નહિ, મહમ્મદ (સ) ને જાનથી મારવાની શી જરૂર છે ? જો કોઇ મહમ્મદ (સ) નું ખુન કરશે તેના વંશનો નાશ મહમ્મદ (સ) ના વંશવાળાઓ અવશ્ય કરશે. એટલે એકજ માર્ગ તો એજ છે, કે મહમ્મદ (સ) ને મક્કામાંથી હમેશાને માટે કાઢી મુકવા. " એક ત્રીજાએ કહ્યું.— " મહમ્મદ (સ) ને શહેર બહાર કરવાથી પણ નવા ધર્મનો પ્રચાર ન અટકશે. દિન પર દિન એનું બળ-પક્ષ વધતુંજ જાય છે ખુદા માલુમ એમાં તે શી મોહની છે. કે એની સાથે જો કોઇ

થોડી પળ વાતો કરે તો તેય એનો દાસ બની રહે છે ! જો એને 'શહેર' બહાર કાઢશો તો શીઘ્ર એ પોતાના શિષ્યોની સાથે મક્કા નગર પર ચઢાઇ કરશે. એટલા માટે એને આખી જીંદગી સુધી જેલખાનામાં નાખવો જોઇએ." આમ મહમ્મદ (સ) ને કેદ કરવાને જાતજાતના તર્કો ઉડવા લાગ્યા. વાદવિવાદમાં સભા ગરમ થઈ ઉઠી ! અંતમાં અબુજહેલે ઉભા થઈ કહ્યું–"મક્કાનો દરેક કુરેશ સ્વકુટુંબના સાહસીક યુવકોનું એક સૈન્ય બનાવે એ સર્વ એકઠા મળી ખુલ્લા મેદાનમાં મહમ્મદ (સ) પર હુમલો કરી એના હૃદયમાં તલવાર ભોંકી દે. મહમ્મદ (સ) ના કુટુંબીઓ બધા કુરેશ લોકોને મારી દુશ્મની દૂર કરવાની હીંમત ન કરશે. અંતમાં ખુનના બદલામાં ધન મેળવી એ લોક ખુશ થઈ જશે." સારી સભા 'ઠીક છે, ઠીક છે,' ના નાદથી ગુંજી ઉઠી. સર્વેએ એકકે અવાજે અબુજહેલના પ્રસ્તાવનું સમર્થન કર્યું. વિશાળ જાતીવાળા એક જવાનને મહમ્મદ (સ) ને મારવા માટે મુકરર કરવામા આવ્યો. નાગી તલવારો પોતપોતાની કમરે બાંધી નવજવાનો મહમ્મદ (સ) ના ઘર તરફ વળ્યા. પરંતુ જેમજેમ મહમ્મદ (સ) નું ઘર નજીક આવતું ગયું તેમતેમ નવજુવાનોની છાતી ધબકવા લાગી, હિંમત કમ થવા લાગી. મહમ્મદ (સ) ના ઘર પર એકાએક હુમલો કરવાનો ઇરાદો છોડી એમણે મંતવ્ય કર્યું, કે મહમ્મદ (સ) ના દરવાજા પાસે એ લોક છુપાઇ જાય, અને સવારમાં જેવો મહમ્મદ (સ) પોતાના કામસર બહાર નીકળે તે સમયે એના પર હુમલો કરવો. પરંતુ આ પહેલા તો મહમ્મદ (સ) ને દુશ્મનોની હીલચાલની ખબર પડી ગઈ હતી. એ સમજી પણ ગયો હતો, કે ઘરની બહાર ઘણાએ નવજવાનો એની

જીંદગી લેવા તલપી રહ્યા છે. બારી કાટમાંથી શત્રુઓ મહમ્મદ (સ) ને નિહાળી રહ્યા હતા. મહમ્મદે (સ) જોયું, કે હવે ભાગી છૂટયા વિના પ્રાણ રક્ષાનો બીજો એક રસ્તો રહ્યો નથી. આટલા દિવસ તો મહમ્મદ (સ) દુશ્મનોની વચ્ચે રહ્યો, પરંતુ હવે તો એને નાશી જવાનું ઠીક લાગ્યું. મહમ્મદ (સ) જે ઘરમાં હતો, તેના એકમાત્ર દરવાજા પર નગ્ન તલવાર રાખી એક યુવક ખડો હતો. પાછળ એક બારી હતી, ત્યાંથી મહમ્મદે (સ) નાસવાનો નિશ્ચય કર્યો. દુશ્મનો એકી ટશે મહમ્મદ (સ) ની હીલચાલ નીહાળી રહ્યા હતા. ઘરમાં અલી (ક) સિવાય બીજું કોઈ ન હતું. ઘરનો અંદરનો દિપક-દીવો બુઝાઈ ગયો. આકાશનાં અનંત નક્ષત્રોનાં અસ્પષ્ટ અજવાળાં ચારે તરફ ફેલાઇ ગએલ હતાં. જ્યારે રાત અંધારી થઈ જાય અને રસ્તામાં ચાલવાનું-ફરવાનું બંધ થઈ ગયું ત્યારે મહમ્મદે (સ) પોતાનાં કપડાં કાઢી અલી (ક) નાં કપડાં પહેરી લીધાં. એણે પોતાની ચાદર અલી (ક) ને ઓઢાડી, અલી (ક) ની ચાદર જાતે પહેરી અને અલી (ક) ને પોતાના ખાટલા પર સુવાડી ધીમેથી-આસ્તેથી બારીના રસ્તા પર મકાન બહાર નીકળી ગયો. રસ્તામાં ઉંચા નીચા રસ્તા પસાર કરી એ અબુબકકર (ર) ને ઘેર પહોંચ્યો. મક્કાથી ભાગી છૂટવા સિવાય બીજો કોઈ ઉપાય ન રહ્યો જોઈ કેટલાએ દિન પહેલાં અબુબકકરે બે તેજ ગતિવાળા ઉંટ ખરીદી મૂક્યાં હતા. રસ્તા ખર્ચ માટે એણે ૬૦૦ રૂપીઆ પણ એકઠા કરી મૂક્યા હતા. મહમ્મદ (સ) ના આવતાં સાથેજ અબુબકકર (ર) ની બેટી-દીકરી-આસમાએ ખાવા પીવાની ચીજો ઉંટના ગળામાં બાંધી દીધી. રાત વીતતાં પહેલાં બંને જણાઓ ઉંટ પર સ્વાર થઇ મક્કાની દક્ષિણ દિશાની એક

પર્વત તરફ ચાલી નીકળ્યા. સવારમાં એઓ એક પહાડની ગુફામાં છુપાઇ રહ્યા. પાછળથી ઘોડાઓની ખરીનો અવાજ આવ્યો, પાછળ ઝાંખીને જુએ છે તો સંખ્યાબંધ ઘોડેસ્વારો એમની તપાસમાં આવતા દેખાયા. અબુબક્કરનું હૃદય કંપી ઉઠયું, એણે કહ્યું,—" દુશ્મનોની સંખ્યા મોટી છે, અને આપણે તો ફક્ત બેજ છીએ." મહમ્મદે (સ) ઇશ્વરની અપાર કરૂણાનું વર્ણન કરી કહ્યું,—" અબુબક્કર! ડરો છો ? દુશ્મનો અધિક છે, પરંતુ ભૂલો છો કેમ ? સર્વ શક્તિમાન પ્રભુ આપણી પાસે છે, શું એને તમે નથી જોઇ શકતા ? ઇશ્વર જેનો રક્ષક છે, તેને આ સંસારમાં કોણ મારી શકે છે ? "

વિશ્વાસની જવલંત ભાષાથી અબુબક્કરનો ભય દૂર થયો. ચારે તરફ એને ઇશ્વરની સત્તાનું ભાન થઇ ગયું. દુશ્મનોએ એમની તરફ ન જોયું અને ઘોડાઓને પૂરપાટ દોડાવતા ચાલી ગયા. મહમ્મદ (સ) અને અબુબક્કર મોતના મુખમાંથી બચ્યા.

આખિર અત્યાચારીઓ પ્રાતઃકાળની પ્રતિક્ષા કરવા લાગ્યા. ધીરેધીરે ઉષાનો ઉદય થયો. દુશ્મનોએ પોતપોતાની તલવારો મ્યાનથી બહાર ખેંચી કાઢી. દરવાજા પર ટકોરા થતા જોઇ અલી (ક) એ બારણાં ખોલી નાખ્યાં. સઘળા તાકી તાકીને દરવાજા તરફ જોવા લાગ્યા. અંદરથી અલી (ક) બહાર આવ્યો, એમણે કર્કશ અવાજથી અલી (ક) ને પૂછ્યું,—' મહમ્મદ (સ) ક્યાં છે ?' વીર અને સત્યપરાયણ અલી (ક) એ નિર્ભય થઇ કહ્યું,—" મહમ્મદ (સ) અબુબક્કરને ઘેર ગયા છે, અને હું પણ એનાજ પાસે જાઉં છું.' અલી (ક) ની સત્ય અને નિર્ભય વાણીથી દુશ્મનોની છાતી કાંપવા લાગી. પણ વાર મારે તો એઓ

કિંકર્તવ્ય વિમૂઢ થઈ જવાના ત્યાંજ ઉભા રહી ગયા. પરંતુ ક્ષણ પછી તરતજ એઓ માર્ગમાં ઘુમરાણુ અને ગાર કરતા અબુ-બકકરને ત્યાં દોડયા. એક ક્ષણમાં આખા નગરમાં મહમ્મદ (સ) ના નાસી જવાના સમાચાર ફેલાઇ ગયા. દુશ્મનોએ અબુબકકરના ઘરને ઘેરો ઘાલ્યો, ચારે તરફ એઓ પોતાની નાગી તલવારો ઘુમાવવા લાગ્યા, જાણે કે સિંહના મુખમાંથી કોઇએ શિકાર છીનવી લીધો ન હોય (!) તેમ ક્રોધથી કાંપતા અબુજહલે અબુ-બકકરની કન્યા અસ્મા (ર) ને પૂછ્યું,—" અબુબકકર ક્યાં છે ? "

અસમા (ર) એ ઉત્તર વાળ્યો,—" એઓ ઘરમાં નથી " અબુજહલ પોતાના ગુસ્સાને ન રોકી શકયો, એણે જોરથી અસમા (ર) ની કોમળ છાતીમા નિર્દય મુક્કો માર્યો. દુશ્મનો ભુખ્યા વાઘની માફક ફુંકાર કરતા કરતા અબુબકકરના ઘરમાં પ્રવેશ્યા. અને અબુબકકર તથા મહમ્મદ (સ) ને ખોળવા લાગ્યા. ઘરમાંની વસ્તુઓને ભાંગી-તોડી ફેંકી દઈ બધુ શોધવા લાગ્યા પરંતુ મહમ્મદ (સ) તથા અબુબકકરનો પત્તો નજ લાગ્યો ત્યારે સર્વ વસ્તુ લુંટીને ચાલી ગયા. દુશ્મનોએ તેજ દોડનાર અશ્વો ઉપર જીન નાખી મક્કાની ચારે દિશાઓમાં ' મારો મારો ' કહેતા મહમ્મદ (સ) તથા અબુબકકરને પકડવા દોડયા ઘર ઘર, પહાડ પહાડ, અને રસ્તાઓમાં એમણે શોધ કરી, આખી મક્કા નગરીમાં જાણે ધરતીકંપ થઇ ગયો ! પણ અબુબકકર તથા મહમ્મદ (સ) નો પત્તો નજ લાગ્યો. ત્રણ દિવસ અને ત્રણ રાત મહમ્મદ (સ) અને અબુબકકર આ પર્વતની ગુફામાં છુપાઇ રહ્યા. દુશ્મનોને હાથ તાળી આપવા ખાતર એઓએ મદિના તરફ ન જતાં બીજી અન્ય દિશામાં પ્રયાણ કર્યું. આથી કોઇને સંદેહ સરખો યે ન આવ્યો. કે

મહમ્મદ (સ) મક્કાની પાસેજ પર્વતની ગુફામાં છુપાયા છે. અબુ-બક્કર (ર) નો પુત્ર અથવા કન્યા રોજ ગુપ્ત રાત્રિએ એમને ખાવા પીવાની ચીજો પહોંચાડતાં, અને શહેરના સમાચાર સંભળાવતાં હતાં. એક દિવસ મહમ્મદ (સ) શ્રમ ક્લાંત થઇ અબુબક્કર (ર) ની જાંગ પર માથું નાખી પડ્યા હતા. જાંઘની નીચે એક ઝેરી કીડો હતો, અને તે અબુબક્કર (ર) ની જાંઘમાંથી લોહી પી રહ્યો હતો. અબુબક્કર (ર) એ દર્દથી અધમુઆ થઇ રહ્યો હતો, પરંતુ મહમ્મદ (સ) જાગી જાય, એ બીકે પોતાના શરીરને રહેજ પણ હાલવા ન દેતા. અબુબકરે (ર) મન સંયમ જાળવી શરીરને ન હાલવા દીધું, પરંતુ આંખોમાથી ચાર પાંચ અશ્રુ બિન્દુઓ ટપકી મહમ્મદ (સ) ના શરીર પર પડયાં. મહમ્મદ (સ) એકદમ ઉઠી બેઠા થયા. આ સમર્થ દુઃખને લીધે અબુબક્કર (ર) ની દેહ પીળી પડી ગઇ હતી, એ જોઇ મહમ્મદ (સ) ગદ્‌ગદ્ થઇ ગયા, અને જ્યાં કીડાનો ડંખ હતો, ત્યાં પોતાનું મોઢું લગાડી એણે બધા ઝેરને ચુસી લઇ થુંકી નાખ્યું,

ચોથે દિવસ ખબર આવી, કે મહમ્મદ (સ) ને ન શોધી શકવાથી દુશ્મન ખાલી હાથે પાછા ફર્યા છે, એજ દિવસે મહમ્મદે (સ) મક્કા-નગરનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. સન્ ૬૨૨ ની ૨૦ મી જુનની રાત્રીએ મહમ્મદે (સ) બીજે રસ્તેથી મદીના જવા મક્કાનો ત્યાગ કર્યો. એ ઉંટ પર બેસી લાલ સમુદ્રના કીનારાની તરફ ચાલ્યો. જયેષ્ઠ માસ વર્તમાન હતો. મરુભુમિમાં ચારે દિશાઓમાંથી અગ્નિ વરસતો હતો. એવા કઠિન સમયમાં બંને, ઇશ્વર ભક્ત યાત્રીઓ સમરભુમિ પર ચાલી રહ્યા હતા. એટલામાં, ઘોડાની ખરીનો અવાજ સંભળાયો, અવાજ જલદી-જલદી નિકટ આવવા

વિશ્રામ લીધો. મદીનાવાસી શ્રીમંત લોક આ પહાડ ઉપર અવકાશના સમયમાં પોતાનું ઘર બનાવી રહેતાં. આ પર્વતની આબોહવા રોગી અને અશક્ત મનુષ્યોને આરોગ્ય અને શક્તિ આપતી હતી. આખા પહાડ પર આમલી, લીંબુ, અનારસ, નારંગી, અખરોટ, દ્રાક્ષ આદિ તરેહ તરેહના ફળોનાં વૃક્ષ હતાં. કોઇ કોઇ જગ્યાએથી નિર્મળ પાણીનાં ઝરણાં વ્હેતાં હતાં. બંને યાત્રીઓએ લાંબા સમય પછી હરીયાળી જોઇ, અને વિશ્રામને માટે ઉંટ પરથી ઉતરી પડ્યા. સર્વથી પ્રથમ કરૂણામય પરમાત્માની પ્રાર્થના કરી, પોતાના થાકેલા શરીરને પાણીથી ઠંડું કર્યું. આ સ્થાન કે જ્યાં મહમ્મદ (સ) સર્વથી પહેલાં ઉતર્યો હતો, ત્યાં આજે એક મસ્જીદ બની છે, અને મુસલમાન યાત્રીઓ સન્માનની નજરે જુએ છે. આ મસ્જીદને "અલ–તકવા" નામ આપવામાં આવ્યું છે. એ મસ્જીદની પાસે અથાગ જળનો એક કુવો છે. આ કુવા પાસે ઝાડની નીચે મહમ્મદે (સ) નિવાસ કર્યો હતો. થોડો વખત ત્યાં વિશ્રામ લઈ મહમ્મદ (સ) પહાડના શીખર પર ચઢ્યો. એણે જોયું, કે પશ્ચિમ તરફ **અરફાત** પર્વત પોતાનું ઉન્નત માથું ઉઠાવી ખડો છે. ઉત્તર તરફ નાના પ્રકારની વૃક્ષાવલીથી આચ્છાદિત હરીઆળી, સુશોભિત જમીન હતી. આ દૃશ્ય જોઈ મહમ્મદે (સ) વારંવાર ભક્તિ અને શ્રદ્ધાથી હાથ જોડી ઇશ્વરને પ્રણામ કર્યાં. મક્કામાંથી નાશી આવી જે લોકોએ મદીનામાં આશ્રય લીધો હતો, તેમણે સર્વ સાંભળ્યું હતું, કે મહમ્મદ (સ) કોબા પર્વત પર આવ્યો છે. આખા નગરમાં આ સમાચારથી આનંદ પ્રસર્યો. આનંદ કોલાહલ કરતા એઓ કોબા પર્વત પર આવ્યા એમાંના એક પ્રધાન પુરૂષે ૧૦ બીજા આદમીઓ સાથે

નવા ધર્મની દિક્ષા લીધી. ઇરાન દેશના એક સુલેમાન નામક વ્યકિતએ પણ નવા ધર્મની દિક્ષા લીધી. આ સુલેમાન પહેલાં અગ્નિ પૂજક હતો. કોઈ ઇસાઇ મંદિરમાં મૂર્તિપૂજાની અસારતા સાંભળી એને અગ્નિ પૂજાથી ઘૃણા ઉત્પન્ન થઇ, અને એક સત્ય ધર્મના શોધમાં એ આમતેમ ઘુમતો હતો. એક વખત એ કેટલાક સોદાગરોની સાથે અરબ દેશમાં જઇ રહ્યો હતો. રસ્તામાં ધનની લાલચથી વેપારીઓએ એને એક યાહુદીને વેચી નાખ્યો. સુલેમાન ઇસાઇ ધર્મનો મર્મરી વિદ્વાન હતો, છતાંએ એને સર્વ છોડી બહુજ નીચ કામ કરવું પડ્યું. કેટલાક દિવસ પછી મદીનાના કોઈ યાહુદીએ એને ખરીદી લીધો. એ વખતે મહમ્મદ (સ) નો મુકામ કોબા પર્વત પર હતો. યાહુદી લોક સદા મહમ્મદ (સ) ની નિંદા કરતા હતા. મહમ્મદ (સ) ની સર્વ વાતો સુલેમાને સાંભળી હતી, અને એક દિવસ છુપાઇને એ રાત્રે મહમ્મદ (સ) ને જોવા ગયો. પ્રથમ દર્શનની ભેટમાં સુલેમાન કંઇક સુંદર ફળ લઇ ગયો હતો. મહમ્મદે (સ) બને હાથેથી એ ફળોને લઇ લીધાં, અને એને સ્વયં ન ખાતાં ભૂખ્યા અને દરિદ્રીઓને વહેંચી આપ્યાં. મહમ્મદ (સ) નો ત્યાગ અને કરુણા જોઇને સુલેમાનને વિશ્વાસ ઉત્પન્ન થયો, કે એ—મહમ્મદ (સ) ખરેખર મહાત્માજ છે. સુલેમાન છુપાઇને મહમ્મદ (સ) ની પાસે આવવા લાગ્યો કેટલાક દિવસ બાદ મહમ્મદે (સ) એને કહ્યું, કે—" પરમાત્માજ મનુષ્યને પૂજ્ય છે " એણે-સુલેમાને ઇસાઈ ધર્મનો ત્યાગ કર્યો, અને મહમ્મદ (સ) નો શિષ્ય બની ગયો, પરંતુ એ યાહુદીના ઘરમાં પરાધીન ગુલામ હતો, એ કોઇ દિવસ મુસલમાનોને મદદ નહોતો કરી શકતો, એથી એ ઘણોજ ઉદાસ રહેતો એણે પોતાના માલીક પાસે સ્વતંત્રતા

માટે કેટલીએ વખત માગણી કરી, પરંતુ માલીકનું પાષાણુ હૃદય કોઈ રીતે નહોતું પીગળતુ. એક દિવસ નારાજ થઇ માલીકે કહ્યું, કે જો તું ૩૫૦ ખજુરનાં ઝાડ ઉગાડે અને ૪૦ અશરફીઓ મને આપે તો હું તને આઝાદી આપું. પણ શરત એ કે ખુમાનાં પેડાંમાં જ્યાંસુધી ફળ ન લાગે ત્યાંસુધી તને આઝાદી ન મળે. એનો માલીક સમજતો હતો, કે સુલેમાન ન તો ખજુરનું ઝાડ ઉગાડી શકશે, યા ન તો એને અશરફીઓ મળી શકશે. એથી એ જન્મભર ગુલામીના બંધનમાં પડી રહેશે.

જ્યારે મહમ્મદ (સ) ને સુલેમાનની દશા માલુમ પડી ત્યારે યાહુદીના બાગમાં જાતે જઇ એણે પોતાને હાથે ખૂમાનાં બી વાવ્યાં. એ બીમાંથી ઘણુંજ જલદીથી ફળ આવ્યાં ત્યારે ૪૦ અશરફીઓ આપી મહમ્મદે (સ) સુલેમાનને કહ્યું, કે " જાઓ આજે સ્વાધીનતા પ્રાપ્ત કરો ! પોતાના શિષ્યને ગુલામીમાંથી છોડાવવાને ખુદ મહમ્મદે (સ) બાગની જમીન ખોદી બીજ વવ્યા, એનાં શીઘ્ર ફળ આવ્યાં–એ જોઇ મદીનાવાસીઓ સ્નેહ અને પ્રેમથી સ્તંભીન થઇ ગયા.

સુલેમાન બુદ્ધિમાન અને વિદ્વાન હતો. એ ઇસાઇ ધર્મ ગ્રંથોનો પૂર્ણ જાણકાર હતો. સુલેમાનની વિદ્વતાને લીધે મહમ્મદ (સ)ના દુશ્મન કહેતા કે સુલેમાન કુરાન લખતો અને મહમ્મદ (સ) એને ઇશ્વરની વાણી કહી પ્રગટ કરતો હતો, પરંતુ એ વાત તદન સત્યથી વેગળી છે કારણ સુલેમાનને અરબી બોલવાનું લેશ પણ જ્ઞાન ન હતુ. જ્યારે કુરાનમા તો શુધ્ધ અને ઉચ્ચ અરબીની ભાષા રચેલા છે

દિનપ્રતિદિન મહમ્મદ (સ) ના શિષ્યોનું બળ વધવા લાગ્યું. લોકોનાં ઝુંડનાં ઝુંડ આવી એને શહેર પધારવા કહેવા લાગ્યાં. ચારે તરફ મહમ્મદ (સ) નું પ્રચારિત (એકમેવા દ્વિતિયમ) (લાઈલાહઈલ્લિલ્લાહ મુહમ્મદ રસુલ્લિલ્લાહ) મંત્રનો પડઘો પોકારાવા લાગ્યો. કહો કે એક ઈશ્વરના નામ પર માનવ સમુદ્ર ઉછળી પડયો ઘેરઘેર અને મંદિરોમાં દેવી દેવતાઓની મૂર્તિ તોડી નાખવામાં આવી અને કેવળ પ્રાર્થનાના મોટા પોકારોજ સંભળાવા લાગ્યા. આ સમયે અલી (ક) કોબા પર્વત પર આવી પહોંચ્યો દુશ્મનોએ અલી (ક) ને એ ભાગી ન જાય તે હેતુથી કેદ કર્યો હતો. પરંતુ જેલમાંથી નાસી અલી (ક) મહમ્મદ (સ) ની પાસે આવી પહોંચ્યો. દિવસે એ કોઈપણ પહાડની ગુફામાં ભરાઈ રહેતો અને રાતના રસ્તો કાપતો આટલી લાંબી મુસાફરી સમાપ્ત કરી એ અહીં આવી પહોંચ્યો. મહમ્મદ (સ) કોબા પર્વત પર ચાર દિવસ રહ્યા. એના શિષ્યો એને શહેરમાં લઈ જવાને વ્યાકુળ થઈ રહ્યા હતા. સન ૬૨૨ની ૨જી જુલાઈ ને શુક્રવારે મહમ્મદ (સ) એ મદિનામાં પ્રવેશ કર્યો.

શુક્રવારના પ્રભાતમાં મહમ્મદ (સ) સ્નાન કરી શ્વેત વસ્ત્રો પરિધાન કરી ઘરની બહાર નીકળ્યા. ઘરની-બહાર-હજારો મનુષ્યો એનાં દર્શન માટે ખડા હતા. એણે સર્વને પાસે બોલાવ્યા અને બન્ને હાથ જોડી સર્વથી પહેલાં પરમપિતા પરમેશ્વરની પ્રાર્થના કરી. પોતાના જીવનમાં પ્રત્યક્ષ ઈશ્વરની દયા જોઈને એણે ખુદાનો હૃદય અને મનથી ધન્યવાદ આપ્યો. જેને મક્કા નગરીમાં કેદીની હાલતમાં-સ્થિતિમાં-પડી રહેવું પડ્યું હતું, જેને સર્વ તિરસ્કાર અને ઉપેક્ષાની દૃષ્ટિથી જોતાં હતાં. જેનું ખૂન કરવાને સેંકડો

આદમીઓ નગ્ન તલવાર લઈ અહિં તહિં ઘૂમતાં હતાં. તેને એજ સ્વતંત્રતાથી ખુલ્લી હવામાં પ્રાર્થના કરાવવાની તક મળી! જે પરમાત્માના નામથી ઘોષણા કરવાને માટે એ રાતદિન વ્યાકુલ રહેતો હતો એની દયાનું વર્ણન હવે એ સ્વાધિનતાથી કરી શકશે એ વાત એના હૃદયમાં આવતાંજ એ સદ્‌ગદ્દિત થઇ ગયો. એણે પોતાની ચારે તરફ ઉભેલા મનુષ્યોને પોકાર કરી કહ્યું.—" એક ઇશ્વર સિવાય બીજો કોઇ ઇશ્વર નથી, એજ ઇશ્વર મનુષ્યને પૂજ્ય છે. એના સિવાય મૂક્તિનો બીજો કોઇ રસ્તો નથી મનુષ્ય હત્યા અને વ્યભિચાર ત્યાગો, સ્ત્રીઓ અને અસમર્થો પર દયા રાખો, અને એક માત્ર નિરાકાર ઇશ્વરની ભક્તિ કરો."

નવા ધર્મનાં તત્વ સમજાવી મહમ્મદ (સ) પોતાના ઉંટ પર બેઠો. હાસિબ અને એના સત્તર આદમીઓ ઘોડાપર સ્વાર થઇ. પાછળ પાછળ ચાલવા લાગ્યા શિષ્યોએ મહમ્મદ (સ) ના મસ્તક પર છત્ર ધર્યું. હાસિબે પોતાનો બહુ મૂલ્ય ફેંટો ખોલી તેનો ઝુંડો—વાવટો બનાવ્યો. હજારો ભક્તોથી પૂર્ણ સ્વારી આગળ વધવા લાગી. મદીનાના સુંદર રાજ–માર્ગ ઉપર બંને બાજુથી ઘરોને શણગાર કરવામાં આવ્યો હતો ફુલફળોના સુવાસ ચિત્તને પ્રસન્ન કરતી હતી. મુસલમાનો વારંવાર પ્રચંડ ધ્વનિથી-'અલ્લાહો અકબર' શબ્દથી આકાશ ગુંજાવી રહ્યા હતા–પહાડોની સાથે ગાડવાઓ પરી જયનાદ વધુ પોકરાવા લાગ્યો થોડાજ દિવસ ઉપર જેને પોતાનો જાન બચાવવા માટે અહિં તહિં ભટકવુ પડ્યુ. ઇશ્વરની દયાથી આજ તેજ પુરૂષને રાજ–સન્માન મળ્યું. મહમ્મદ (સ) ની આંખોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં સઘળા ભક્તિ અને

શ્રદ્ધા સાથે આનંદ ધ્વનિ કરી રહ્યા હતા. મદિનામાં પ્રવેશ કરી મહમ્મદે (સ) અબુઅય્યુબ નામક એક ભક્તને ત્યાં રહેવાનું પસંદ કર્યું. મોટી મોટી આપત્તિઓ અને વિપત્તિઓ પછી આજે મહમ્મદ (સ) ને સુખનો દિવસ જોવાનો વખત આવ્યો. મહમ્મદ (સ) ની કઠીનમાં કઠીન કસોટી થઇ ચુકી. એ કસોટી પર પસાર થઇ ગયો. સોનું જેમજેમ આગમાં નંખાતું ગયું, તેમતેમ ઉજ્જવલ –સ્વચ્છ બનતું ગયું. મદિનાનું નામ પહેલાં યસરબ હતું. પણ મહમ્મદ (સ) ના આગમનની ખુશાલીમાં એનું નામ " મદીના " પડી ગયું.

## પ્રકરણ આઠમું.

## —જીવીત-ધર્મ—

જીવીત-ધર્મ બળતા અગ્નિ સમાન હોય છે. એમાં લાંબા વખતની દુશ્મની, હિંસા, દ્વેષ જોત જોતામાં બળીને ભસ્મ થઇ જાય છે. પરંપરાથી ચાલતો આવેલો દુશ્મન પણ હૃદય ખોલીને પરસ્પર મળી વાત કરે છે. મદીનામાં જમાનાઓથી આર્ય અને સુખરજ વંશોમાં દુશ્મની ઉતરી આવી હતી. એક વંશવાળા બીજા વંશવાળાનું ખુન કરવા હમેશ તત્પર રહેતા. મહમ્મદ (સ) ના આગમન પછી એ બને વંશોએ નવા ધર્મની દિક્ષા લીધી. દિક્ષા લેતાંજ બને વંશોએ પોતપોતાની જુની

પુરાણી દુશ્મનાવટનો ત્યાગ કરી મૈત્રી કરી. સર્વ એક માત્ર ઇશ્વરની ઉપાસના કરી ભાઇ, ભાઇના બંધનથી બંધાયા. નવા ધર્મના વાવટા હેઠળ સૌ એક પ્રાણ અને એક મન બની પરસ્પર સહાયતા કરવા લાગ્યા. નવા ધર્મના મુખ્ય સહાયક બનવાથી મદીનાવાસી મુસલમાનોને "અનસારી"ની પદવી મળી. ઇશ્વર ઉપર શ્રદ્ધા કરવાના કારણથી જે ધાર્મિક મુસલમાનોને મક્કામાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા, અને જેમણે ભોગ આપ્યો હતો, એ લોકોને "મુહાજરીન" અથવા નિર્વાસિતની પદ્દીથી ઓળખવામાં આવ્યા. સર્વને એક સુત્રમાં બાંધવા ખાતર મહમ્મદે (સ) એક "ભ્રાતૃમંડળ" સ્થાપિત કર્યું. આ મંડળ દ્વારા અનસારી અને મુહાજરીન લોકોએ સુખદુઃખ અને આપત્તિ વિપત્તિમાં સદા સર્વ પરસ્પર સહાયતા કરવાની પ્રતિજ્ઞા લીધી. જે લોકો પરસ્પરમાં લડાઈ, ઝઘડા અને મારફાટ કરવાં એજ જીવનનો ઉદ્દેશ્ય સમજતાં હતાં. તેઓ આજે ધર્મ સુત્રમાં બંધાઇ અને એકજ ઉદ્દેશ્યવાળા બની એક મહા શક્તિના રૂપમાં બદલાઇ ગયા. મહમ્મદે (સ) એ સર્વને એકતાના સુત્રમા બાંધી એક મહા શક્તિ પ્રગટ કરી.

મહમ્મદ (સ) ના જીવનનો ઉદ્દેશ્ય એક માત્ર ઇશ્વરના નામનો પ્રચાર કરવાનો હતો. આખા મદીનાના માલીક થવા છતાંએ મહમ્મદ (સ) નો એ ઉદ્દેશ તો કાયમજ રહ્યો. શક્તિ મેળવ્યા છતાં મહમ્મદ (સ) તેને કુમાર્ગમાં વહેવા ન દીધા. ધાર્મિક તત્વોનો પ્રચાર કરવા અને નગરમાં પ્રાર્થના કરવાના ઇરાદાથી મહમ્મદે (સ) એક મસ્જીદ બનાવવાનો ઇરાદો કર્યો. બાગીચામા બનાવેલું એક સમાધી-સ્થાન મસ્જીદ બાંધવા માટે નક્કી થયું, અને એ જમીનના માલીક વિના મૂલ્યે એ જમીન મહમ્મદ (સ) ને

અર્પણ કરી દીધી, પરંતુ માલીકની રંક સ્થિતિ જોઈ મહમ્મદે (સ) એની કિંમત પતાવી દીધી, અને એ જગ્યા પર મુસલમાનોની મસ્જીદ બનવી શરૂ થઈ ગઈ. મુસલમાન ધર્મમાં કોઈપણ જાતનો દેખાવ યા આડંબર ન હતો. પરંતુ ઘરની બહાર સર્વત્ર પરમાત્માની ઉપાસના થતી હતી. આ પ્રાર્થના-મસ્જીદની બનાવટમાં કોઇ તરફનો ડોળ-ભપકો નહોતો રાખવામાં આવ્યો. આ મસ્જીદના બાંધકામ દરમિઆન સ્વયં મહમ્મદે (સ) જાતે પત્થર અને કાદવનાં કુંડા ઉંચક્યાં હતાં !! ૧૨૪ ઘન ચોરસ ફુટ પત્થરમાંથી મંદિરના ત્રણ દરવાજા બનાવવામાં આવ્યા. એ ત્રણ દરવાજાનાં નામ રહમત, જીબ્રીલ અને કાબા રાખવામાં આવ્યા. નિરાશ્રિત લોકોને રહેવા માટે મંદિરનો એક ભાગ ખાસ જુદો રાખવામાં આવ્યો હતો. અધુના એ મસ્જીદમાં તરેહ તરેહનું કોતરકામ અને કિંમતી પત્થર જડવામાં આવ્યા છે. એ મસ્જીદને "મસ્જીદ-ઉન-નબી" કહે છે. મુસલમાનોનું સર્વથી પ્રથમ ધર્મ મંદિર આ મસ્જીદ છે

હજુ મુસલમાનોની પ્રાર્થના કરવાની ખાસ જગ્યા ન હતી દુશ્મનોના ડરથી એઓ છુપા છુપા ગમે ત્યાં પ્રાર્થના કરતા હતા. મહમ્મદે (સ) પણ હજુ સુધી એકઠા મળી પ્રગટમાં-જાહેરમાં પ્રાર્થના કરવાની કોઈ નવી પ્રથા-રસ્તો નહોતો બનાવ્યો. જેથી એકઠા મળી સર્વ એકજ શબ્દોમાં પ્રાર્થના નહોતી થતી હવે તો પ્રાર્થના કરવાની ખાસ એકજ જગ્યા તૈયાર થઇ ગઇ, એટલે મહમ્મદ (સ) ને સર્વને એકઠા કરી એકજ પ્રકારની પ્રાર્થના ઠરાવવાની ચિંતા થઇ-વિચાર આવ્યો એમ પણ વિચાર આવ્યો, કે યહુદીઓની માફક નગારૂં વગાડી સર્વને એકઠા કરવા. કોઇએ કહ્યું, કે ઉંચી જગ્યા પર અગ્નિ પ્રજવાળી યા ઘંટનાદ કરી

સર્વને એકઠા કરવા. અંતમાં જૈદના પુત્ર–અબ્દુલ્લાએ કહ્યું, કે "મને સ્વપ્નામાં ભક્તોને એકઠા કરવાનો એક 'મંત્ર' દેખાયો છે." એ આગળ કહેવા લાગ્યો, કે એ મંત્ર એ છે કે—"ઈશ્વર મહાન છે, ઈશ્વર મહાન છે, એક માત્ર ઈશ્વર સિવાય બીજો કોઇ ઇશ્વર નથી. મહમ્મદ (સ) ને ઇશ્વરે મોકલ્યો છે, પ્રાર્થના માટે આવો, પ્રાર્થના માટે આવો. મહમ્મદે (સ) એ મંત્રને પસંદ કર્યો. પાંચે વખત નમાઝ પઢવા–પ્રાર્થના કરવા થતા પહેલાં ભક્તોને એકઠા કરવાને આવી રીતે અવાજ પોકારવાની પ્રથા–રસ્નો પસંદ કરવામાં આવ્યો. સવારની નમાઝના પોકારમાં એણે વધારો કર્યો, કે "નિદ્રા કરતાં પ્રાર્થના સારી છે." મહમ્મદ (સ) ના જમાનાથી તે અત્યાર સુધી આખી દુનિઆની મસ્જીદોમાં દિવસમાં પાંચ વાર આ ધ્વનિ સંભળાય છે.

મહમ્મદ (સ) અને એના શિષ્યો જેરૂસલેમ અને બૈતુલ–મુકદ્દસ નામક વિખ્યાત અને પવિત્ર મંદિર તરફ મુખ કરી ઇશ્વરની ઉપાસના કરતા હતા, આથી મદીનાના યાહુદી લોકો મહમ્મદ (સ) પર પ્રસન્ન થયા. મદીનામાં આવ્યા પછી એક વર્ષ બાદ એક દિવસ નમાઝ વખતે એણે પોતાનું મુખ કાબા તરફ ફેરવી નાખ્યું. આ ઉપરથી લોકોમાં અસંતોષ પ્રગટ થવાથી મહમ્મદે (સ) કહ્યું, કે—"પૂર્વ અને પશ્ચિમ બધી ઇશ્વરની દિશાઓ છે." યહુદી લોક આથી નારાજ થઇ કહેવા લાગ્યા, કે "અત્યાર સુધી જેમણે જેરૂસલેમ તરફ મુખ કરી પ્રાર્થના કરી છે. તેઓ સર્વ પાપના ભાગીદાર થયા છે." આથી ધાર્મિક મુસલમાનોનાં હૃદયમાં મહાન ગભરાટ ફેલાયો, એમણે મહમ્મદ (સ) પાસે જઈ પૂછ્યું,—"હમારા જે ભાઈઓ જેરૂસલેમ તરફ

મુખ કરી પ્રાર્થના કરી છે, તેઓની શું મુક્તિ નહિ થાય ?" મહમ્મદે (સ) કહ્યું,—" જેઓ પૂણ્યાત્મા છે, તેમની સદ્‌ગતિ જરૂર થશે." સઘળાનો સંદેહ દૂર કરવાને તેજ વખતે કુરાનમાં બતાવવામાં આવ્યું, કે—" દિશાનો વિચાર ન કરશો, પૂર્વ પશ્ચિમ ગમે તે દિશા તરફ મુખ કરી પ્રાર્થના કરો, જેઓ પુણ્યનુ કામ કરે છે, તેઓજ સાધુ અને પુણ્યાત્મા ગણાય છે."

રાત્રિના સમયમાં લાકડાં સળગાવી મસ્જીદમાં પ્રકાશ કરવામાં આવતો, પરંતુ તેનાથી સંપુર્ણ પ્રકાશ ન પડી શકવાથી તેલમાં પલાળેલા કાકડા સળગાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો. મહમ્મદ (સ) મસ્જીદના ભીતર સ્થાનમા ઉભો રહી પ્રાર્થના કરતો અને ઉપદેશ આપતો. મહમ્મદ (સ) ની અમૃતમય વાણીથી ઇશ્વરની જીવંત સત્તાનું પ્રત્યક્ષ સ્વરૂપ જોઈ ભક્ત લોક ગદગદીત થઇ જતા, પણ જેઓ મહમ્મદ (સ) ની પાછળ ઉભા રહેતા, તેઓ મહમ્મદ (સ) નું મુખ નિહાળી ન શકવાથી દુઃખી થતા. એથી મસ્જીદની વચમાં એક ઉંચો ચોતરો બનાવવામા આવ્યો. પ્રાર્થના સમયે એ ચોતરા પર ઉભા રહી મહમ્મદ (સ) પ્રેમ, વિશ્વાસ અને ભક્તિની અમૃત મય અનંત ધારા વહાવતો હતો. ચારે તરફ ઇશ્વરનું જીવંત પ્રમાણ નીહાળી ભક્તોમાં નવી ભક્તિનો સંચાર થતો હતો. પ્રતિદિન અને મુખ્યત્વે કરી શુક્રવારના બે પ્રહર સુધી એક પ્રાર્થના કરી મુસલમાનો એક-મન અને એક-પ્રાણ થઈ જતા.

મદીનામાં અને મદીનાની આસપાસ યહુદીઓની મોટી વસ્તી હતી. યહુદીઓની જન્મભૂમિ પેલેસ્ટાઇનને ઇસાઇઓએ—ખ્રિસ્તિઓએ—પડાવી લીધી હતી. અને જ્યારે યહુદીઓને ઇસાઇ

બનાવવાને મોટા મોટા અત્યાચારો કરવા લાગ્યા, ત્યારે યહુદીઓ ગમે ત્યાં અન્યત્ર જઇ એ આશા પર બેસી રહ્યા, કે જ્યારે એમનામાં મુસાચાર નામક મહાત્મા જન્મ લેશે, ત્યારે એ ઇસાઇઓને કાઢી મુકી યહુદીઓને વસાવશે, એટલું જ નહિ પરંતુ મુસાચાર સમસ્ત દુનિયામાં યહુદી ધર્મનો પ્રચાર કરશે અને આખો સંસાર-દુનિયા યહુદી બની જશે. આ ભવિષ્યની આશા પર યહુદી લોકો પોતાની જન્મભુમીથી દૂર સદૂર જ્યાં ત્યાં કષ્ટ સહન કરી પોતાના દિવસ વિતાવી રહ્યા હતા. મહમ્મદ (સ) ના પ્રાગટ્યની વાત સાંભળી યહુદીઓ સમજ્યા કે ઇશ્વરે એમના રક્ષકને ઉતાર્યો છે. મહમ્મદ (સ) નો અદમ્ય ઉત્સાહ અને તેજ જોઇ યહુદીઓની ઝુંડની ઝુંડ એને શરણે આવ્યાં, પરંતુ જેમજેમ દિવસ વીતતા ગયા તેમતેમ એમને લાગ્યું, કે ઇસાઇ ધર્મનો નાશ કરવાનું તો દૂર રહ્યું, પણ મહમ્મદ (સ) તો તેમને સન્માન આપતો હતો. અન્ય કોમો પર એ પોતાનું રાજ્ય નહોતો કરતો, પરંતુ જો કોઇ સ્વયં આવીને મુસલમાન બને તો તેને પણ ભાઇ સમજી માન આપતો. મહમ્મદ (સ) નો વિશ્વવ્યાપી પ્રેમ અને ઉદારતા જોઇ યહુદી લોકો કહેવા લાગ્યા, કે "મહમ્મદ (સ) તો આપણો રક્ષક નથી."

મહમ્મદ (સ) ની ઉદારતા જ્યાં જ્યાં પ્રગટવા લાગી, ત્યાં ત્યાં યહુદીઓ એનાથી દૂર નાસવા લાગ્યા. અંતમાં યહુદીઓ એના સાથે દુશ્મની કરવા લાગ્યા. મહમ્મદે (સ) એમને પણ પ્રસન્ન કરવાના બહુ બહુ ઉપાય કર્યા, પરંતુ નિષ્ફળ! આ વખતે મદીના નગર મહમ્મદ (સ) ના અધિકારમાં હતું, પણ એણે આજ્ઞા કાઢી હતી, કે સર્વ પોતપોતાના ધર્મ-કર્મ સ્વતંત્રતાથી કરે, એમ

છતાંયે યહુદીઓએ મહમ્મદ (સ) પ્રત્યે દુશ્મનાવટ ભાવ ન ત્યાગ્યો. બહારથી તેઓ મહમ્મદ (સ) તરફ મિત્રભાવ બતાવતા, પરંતુ અંદર ખાનેથી એઓ મહમ્મદ (સ) ને મારી નાખવાની જાળ રચતા હતા. મદિનામાં સાચી રીતે હકુમત-રાજ્ય ચલાવવાને મહમ્મદે (સ) કાયદા-કાનુનો ઘડયા. અત્યાર સુધી મહમ્મદે (સ) ધર્મ ચર્ચા સિવાય બીજું કાંઇ નહોતું કર્યું. અરબ પ્રદેશમાં અત્યાર સુધી હકુમત-રાજ્ય જેવું કશું એ નહોતું, અને મહમ્મદ (સ) ને કદી એવો પ્રસંગ પણ ભાગ્યેજ મળ્યો હતો, કે એ રાજનિતી શીખે. પરંતુ 'ઇશ્વર પિતા છે, અને મનુષ્ય સર્વ ભાઇઓ છે' આ ગંભીર સત્યના પ્રકાશમાં મહમ્મદે (સ) હકુમત અને રાજ્ય વ્યવસ્થામાં કાયદા બાંધ્યા. એણે એ સમયે જે "ઘોષણા પત્ર" પ્રસિદ્ધ કર્યું હતું, તે વાંચવાથી માલુમ પડે છે, કે મહમ્મદ (સ) રાજ્ય કારણમાં કેટલો નિપુણ હતો, એ સર્વ કામ ઇશ્વર પર ભરોસો રાખી કરતો હતો. ઇશ્વરનું નામ સ્મરણ કરી એણે "ઘોષણા પત્ર" પ્રગટ કર્યું હતું, કે—"પરમ કરૂણામય ઇશ્વરના નામ પર હું પ્રગટ કરૂં છું, કે મક્કાના તેમજ મદીનાના મુસલમાન અને એમને સહાયતા આપનાર સર્વને એક જાતિ જેવા માનવામાં આવશે. લડાઇ અને શાંતિના સમયમાં દરેક મુસલમાન એક પ્રાણ થશે સ્વધર્મ દ્રોહીની સાથે એકલો સુલેહ કરવાનો યાનો લડાઇ કરવાનો અધિકાર ન રહેશે. જે યાહુદીઓ અમારા પ્રજાતંત્ર રાજ્યની શરણ આવી વસશે, અને પહેલાંથી વસેલા હશે, તેમને હેરાન કરનારાઓ, અપમાન કરનારાઓ અને કષ્ટ દેનારાઓને ગુનેહગાર ગણવામાં આવશે. આ રાજ્યમાં જેટલી સ્વતંત્રતા મુસલમાનોની છે, તેટલીજ યાહુદીઓની છે. અને

મદીનાના યાહુદીઓને મુસલમાનોની સાથે એક જાતિ જેવા માનવામાં આવશે. જેવી રીતે મુસલમાનો સ્વતંત્રતાની સાથે સ્વધર્મ કર્મ કરે છે, તેટલીજ સ્વતંત્રતાથી યહુદીઓ પણ સ્વધર્મ કર્મ કરી શકશે. યહુદીઓની સાથે પ્રથમ જે શરતો કરવામાં આવી છે, તેને માન આપવામાં આવશે. જ્યારે મદિના પર કોઇ દુશ્મનનો હુમલો થશે ત્યારે મુસલમાનો અને યહુદીઓ સાથે મળી સ્વદેશની રક્ષા કરશે. જેઓ કાનુનનો ભંગ કરશે, અને શાંતિમાં ખલેલ પહોંચાડશે તેને સજા ફરમાવવામાં આવશે. સજા પામેલા પુરૂષોને લોકો તિરસ્કારથી જોશે. જો અપરાધી પોતાનો કુટુંબી હોય, છતાંએ કોઇએ તેને મદદ ન કરવી. આ 'ઘોષણા પત્ર" ના માનનારાઓ શાંત અને સાચા નાગરીક તરીકે રહી શકશે. કોઇપણ પ્રકારની તકરાર અથવા વિવાદ થતાં ન્યાયને માટે મહમ્મદ(સ) ની પાસે આવવુ." આ ઘોષણા પત્ર ઉપરથી કોણ એમ ન કહી શકશે, કે મહમ્મદ (સ) રાજનીતિનું ગૂઢ તત્વ નહોતો જાણતો ? સંસારના પ્રારંભ કાળથી જે અરબ દેશમાં સદા નિરંકુશ ઇચ્છા પ્રમાણે કામ થએ જતું હતું. જ્યાં રાત દિન ખુનખરાબી, ચોરી, લુંટ થતી અને ધાડ પડતી હતી, જ્યાં જબરા મનુષ્યો કમજોરને પીસી નાખતા હતા, અને જેની દાદ દેનારૂં કોઇએ ન હતુ, જ્યા ઘોરમાંએ ઘોર અપરાધની પણ કોઇ સજા ન હતી, તેવા પ્રદેશમાં મહમ્મદે (સ) આજે રાજ્ય સ્થાપિત કર્યુ. ન્યાય અને શિક્ષાની સ્થાપના કરી શાંતિ અને સુવ્યવસ્થાને ઉચ્ચ સ્થાન આપ્યું. યહુદી લોકો વ્યાપાર કરી ધનીક બન્યા હતા, પરંતુ ધન રાખી એ લોક અસભ્ય આરબ લોકોથી સદા બ્હીતા હતા, પરંતુ જ્યારે એમને એ વિશ્વાસ આવ્યો, કે મહમ્મદ (સ) ની શરણમાં જવાથી

એમને ચોર, ડાકુ, લુટારા આદિનો ભય ન રહેશે, અને પોતાનાં બધાં કામ સ્વતંત્રતાથી કરી શકાશે, ત્યારે એમણે મહમ્મદ (સ) ની હકુમત અતિ પ્રસન્નતાથી સ્વીકારી. આ પ્રમાણે ધર્મની સાથે મહમ્મદે (સ) મુસલમાની રાજ્યનો મજબુત પાયો નાખ્યો.

મહમ્મદ (સ) ના ભાઈ બંધુઓમાંથી અનેક મક્કેથી નાસી આવી મદિને વસ્યા. મહમ્મદ (સ) ની બીજી સ્ત્રીઓ સૌદા અને ખુદયજા (ર) થી, પેદા થએલી કન્યાઓ ફાતમા (ર) અને કુલસુમ (ર) પણ મદિને ચાલી આવી. અબુબકકર (ર) ની કન્યા આયશા (ર) પણ મદિને આવી ગઇ. આ આયશા (ર) ની સાથે મહમ્મદ (સ) નો વિવાહ નક્કી થયો હતો, પરંતુ તે વખતે આયશાની ઉંમર ૭ વર્ષની હતી. અત્યાર સુધી આરબ દેશમાં બાળપણાથી શાદી થઇ જતી, અને બાળાઓ લઘુ વયમાં પરણી જતી હતી, પણ આ વખતે મહમ્મદે (સ) આયશા સાથે વિવાહ ન કર્યા, પરંતુ અબુબકકર (ર) ના અતિ આગ્રહથી પછી વિવાહ-નીકા કર્યા. આ નીકા-શાદી ઘણીજ સાદાઇથી કરવામાં આવ્યા એમાં પધારનારાઓને દુધ પાઇ વિદાય કરવામાં આવ્યા. આ પછી ફાતમા (ર) સાથે અલી (ક) નો વિવાહ નક્કી થયો. ફાતમા (ર) રૂપવતિ હતી, અને લગ્ન સમયે તે પંદર વર્ષીયા યુવતી હતી. આ વખતે અલી (ક) ૨૧ વર્ષનો નવ યુવાન હતો અને મદિનાનો સ્વામિ-પ્રભુ હતો, પરંતુ જે સાદાઇથી એ પ્રથમ રહેતો હતો, તેજ સાદાઇ એણે કાયમ રાખી. કન્યાની વિવાહ વિધિ એક ગરીબ મનુષ્યની જેમ સાદાઇથી કરવામાં આવી. વિવાહમાં આવનારાઓને ખજુર આપવામાં આવી.

અલી (ક) સાહસીક, વીર અને તેજસ્વી યુવક હતો, અને ફાતમા (ર) સદ્‌ગુણની ખાણ હતી. આજેયે મુસલમાનો એ સુંદર

સુબહનુ નામ સ્મૃતિ પટ પર આવતા આનંદથી હૃદય ઉભરાતી જાય છે. વિવાહ પછી ફાતમા (ર) અને અલી (ક) સ્વયં ઘરનું કામ કરતાં. એક દિવસ મહમ્મદ (સ) પોતાની પુત્રીને મળવા ગયો ત્યારે પુત્રીએ હૃદય ખોલી પિતાને કહ્યું. કે—" લોકો કહે છે, કે ' મ્હારા પતિ ગરિબ છે. ' મહમ્મદે (સ) પોતાની પુત્રીને કહ્યું, " તું તારા મનમાં એ વિચાર કર, કે તારો પતિ અને પિતા કોઈ ગરીબ છેજ નહિ. જો મેં અને અલી (ક) એ ધન મેળવવા યત્ન કર્યો હોત, તો અઢળક ધન મેળવી શકત, પરંતુ હમે તો ફક્ત ધર્મ-ધન મેળવવા કોશીશ કરી હમને આ દુનિયાનું ધન અસાર ભાસે છે. જ્ઞાન, પૂણ્ય અને પ્રેમમાં તારા પતિ સર્વથી શ્રેષ્ઠ છે. હંમેશ યાદ રાખજે, કે દુનિયા પર ઇશ્વરે બેજ વ્યક્તિઓને પસંદ કરી છે. એક હું અને બીજો અલી (ક) માનજે કે અલી (ક) કોઈ સાધારણ પુરૂષ નથી, એનાથી હંમેશ પ્રસન્ન રહેજે. "

ફાતમા (ર) બોલી —" મારા પતિ બ્હારનું સર્વ કામ કરે છે, હું સઘળું ઘરકામ કરું છું. જો મને એક દાસી આપશો, તોજ મને આરામ મળે. મહમ્મદે (સ) પ્રતિ ઉત્તર આપતાં કહ્યું,— " બેટી ! શું તને સંસારમાં એક દાસીનીજ જરૂર છે ? " ફાતમા (ર) એ જવાબ આપ્યો —પિતા ! સંસારમાં તમને જે શ્રેષ્ઠ લાગે તે મને આપો. " મહમ્મદે (સ) સ્નેહથી કહ્યું.—" તું રોજ તેત્રીસ વખત સુબાન અલ્લાહ ( સુબ્હાન પાપમ્ લિઠમ્ પરમાત્મા, તેત્રીસ વખત અલ્હમ્ દુલ્લીલ્લા અથવા ઇશ્વરજ પૂર્ણ ભરૂસાનું સ્થાન છે, અથવા તેત્રીસ વખત લાઇલ્લાહારસુલ્લિલા યાને એક ઇશ્વર સિવાય કોઈ પુજય નથી, એ મંત્રોનો જપ કર્યા કર. કારણ એનાથી કોઈ ધન વધતું નથી પિતાના ઉપદેશ અનુસાર જન્મભર

ચાલી, ફાતમા (ર) સંસારનાં સુખદુઃખથી વિરક્ત થઇ. અલી (ક) એ કહ્યું હતું, કે ફાતમા (ર) એ મને કોઇ પણ વાત માટે ચિંતા કરાવી નથી. એણે કોઇ એવુંયે કામ નથી કર્યું, કે જેથી મને ક્રોધ યા દુઃખ થાય. એ સદા મારી સાથે પ્રેમ અને ભક્તિથી મારી સહચારિણી બની રહી, અને હું પણ પ્રેમ અને શ્રદ્ધાથી એનો સહચારી હતો. સ્વામિ અને સ્ત્રીના વિષયમાં આનાથી વધુ પ્રશંસાની બીજી કઇ વાત હોય ?

જો મહમ્મદે (સ) ઇચ્છયું હોત તો એ દુનિયાનું સર્વ પ્રકારનું સુખ ભોગવી શકત, પણ સાંસારિક સુખ એ કદી એના જીવનનું લક્ષ ન હતું. એ કદી માટી પર અને કદી સાદડી પર શયન કરતો, કદિ એ ખજૂર પર તો કદી દુધ પર કંઇ દિવસ નિર્ગમન કરતો હતો. એ ઝાડુ લઇ સ્વયં પોતાને હાથે ઘર સાફ કરતો, જૂતો પણ જાતેજ સુધારી લેતો, અને કપડા પણ હાથેજ સીવતો. જેના એક શબ્દ માત્રથી એનો શિષ્ય ગણ સમસ્ત સંસારની સંપત્તિ આણી આપી શકતા. તેજ મહમ્મદ (સ) સંસારીક સુખ અને સમૃદ્ધિને તુચ્છ વસ્તુ ગણી હમેશ પોતાના મનને પરમાત્મા તરફજ દોરતો, દિન પ્રતિદિન મહમ્મદ (સ) નો પ્રભાવ વધતો ગયો.

ફક્ત લુંટારાઓ અને બીજાનું પચાવી પાડવાનો ધંધો લઇ બેઠેલાઓ મહમ્મદ (સ) ના કાયદા કાનુનથી ખીજવાઇ એને મારવાને છૂપી યોજનાઓ ઘડતા હતા. મદિનામાં તે સમયે અબદુલ્લા નામનો એક મનુષ્ય વર્તમાન હતો. એણે મદીનાના રાજા બનવાની ઇચ્છા કરી, પરંતુ મહમ્મદ (સ) ના આગમનથી એ નિરાશ થયો, અને તેથીજ એ મૂર્તિપૂજકો સાથે મળી જઇ મહમ્મદ (સ) ના ખૂનના ઉપાયો રચતો હતો.

# પ્રકરણ ૯ મું.

## —સંગ્રામ.—

મહુમ્મદ (સ) મકકાથી ચાલી આવ્યો, પરંતુ કુરેશ લોકોની દુશ્મની ઓછી નહોતી થઇ. મહમ્મદ (સ) તો મદીનાનો રાજા થઇ ગયો હતો, ટોળાબંધ મનુષ્યો મદીને જઇ રહ્યાં છે. યુદ્ધ પ્રિય બેદુઇન લોકો મહમ્મદ (સ) ના શિષ્યો થઇ રહ્યા છે, દિન પર દિન મુસલમાનોના જય-શબ્દથી આકાશ કંપી રહ્યું છે. આ સર્વથી કુરેશ લોકો પોતાને આપત્તિ ગ્રસ્ત સમજી મહમ્મદ (સ) નો જડમૂળથી નાશ કરવો યુક્ત સમજવા લાગ્યા. મદીનામાં અબદુલ્લા-બીન-ઉબી એક પ્રભાવશાળી પુરૂષ હતો. એનુ ઉચ્ચ શરીર, મનોહર સ્વરૂપ, સભ્ય વ્યવહાર અને મીઠી મીઠી વાતો સર્વનુ મન હરી લેતી. અબદુલ્લા મહમ્મદ (સ) પ્રતિ અથાગ પ્રેમ દર્શાવતો, અને હમેશ પ્રાર્થનામાં સામેલ રહેતો, અને શ્રદ્ધા તેમજ ભકિતથી મહમ્મદ (સ) ને પોતાને વશ કરવાની હમેશ કોશિષ-પ્રયત્ન કરતો, પરતુ ખરૂં જોતાં તો એ સુવર્ણના પાત્રમા ઝેર ભરી રહ્યો હતો. એ મહમ્મદ (સ) ની મર્મ હીલચાલની બાતમી કુરેશ લોકોને આપતો.

યહુદીઓ પોતાના સ્વાર્થની ખાતર મહમ્મદ (સ) પ્રત્યે બહારથી પ્રેમ બતાવતા. પરતુ એ લોક હૃદયથી એના પ્રતિ

ધૃણા કરતા, અને મૂર્તિપુજકો સાથે મળી જવાનું ઇચ્છતા હતા. મહમ્મદ (સ) એક ઇશ્વરનો પ્રચાર કરતો હતો, અને યહુદીઓ પણ એક ઇશ્વર સિવાય બીજા કોઇ ઇશ્વરને નહોતા માનતા, છતાંયે આશ્ચર્યની વાત છે, કે એજ એક ઇશ્વરમાં માનનારા યાહુદીઓ મહમ્મદ (સ) ના દુશ્મન બની રહ્યા હતા. કુરેશોએ મદીના પર ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો, તરતજ મકકાના વેપારીઓને વિદેશમાં લઢાઇનો સામાન—Encampment—ખરીદવા માટે મોકલવામાં આવ્યા. યહુદીઓ અને અબદુલ્લાનું ષડયંત્ર તથા મકકા નિવાસીનો ઇરાદો–ઉદ્દેશ સાંભળી મહમ્મદ (સ) જરી ચિન્તા ગ્રસ્ત થયો. એને વિચાર આવ્યો, કે રખેને મારા શિષ્યો તથા આશ્રય દાતાઓનો વંશ સહિત નાશ તો ન થાય ? એ ચિંતાથી એણે પણ લઢાઇની તૈયારીઓ કરી દીધી.

મહમ્મદ (સ) ને જેવી એ વાતની ખબર મળી કે મકકાના જે વેપારીઓ લઢાઇનાં હથિયારો ખરીદવા ગયા છે, તેઓના આવતાં સાથેજ કુરેશ લોકો લઢાઇ કરશે, અને અબદુલા અહીંથી મદદ આપશે. આ વાતની બાતમી મળતાંજ મહમ્મદે (સ) દુશ્મનોનું ષડયંત્ર ભંગ કરવાનો નિશ્ચય કર્યો.

મદિનાની ચારે બાજુએ કેટલીએ જાતીઓ વસતી હતી. એ સર્વને પોતાના પક્ષમાં લાવવાને કુરેશોએ દુત મોકલ્યો. મહમ્મદે (સ) પણ એ સર્વને પોતાના પક્ષમાં લેવા માટે હમજા (ર) અને ઓબેદા આદિ દુતો ચારે તરફ મોકલ્યા. એ લોક ખુન ખરાબી અને અત્યાચાર વિના આ લોકોને પોતાના પક્ષમાં મેળવી રહ્યા હતા. એવામાં કર્જ નામક એક કુરેશે મદીના રાજ્ય પર આક્રમણ–હૂમલો કર્યો. પ્રદેશોને ઉજ્જડ કરવું. ગામગામો લુંટવું.

તથા લોકોના ધન-સંપત્તિને લુંટતુ લુંટતુ કર્જનુ સૈન્ય મદિનાની દિવાલોની નજીક આવી લાગ્યું. મદીનાનાં અસંખ્ય ઉંટોનું હરણ કરી એઓ નાસતા હતા, એ સમયે મુસલમાનો તૈયાર થઇ ગયા. કર્જના લસ્કરની પાછળ પડયા, એ લોકે દુશ્મનના લશ્કરનો ઘણે દુર સુધી પીછો પકડયો. પરંતુ દુશ્મનો પકડી ન શકાયા ! કર્જ લુટનો માલ લઇ મકકે ચાલ્યો ગયો. હવે તો મહમ્મદ (સ) ને કુરેશો સાથે યુદ્ધ કર્યા વિના ચાલે એમજ ન હતું. સન્ ૬૨૩ મા ખબર આવ્યા કે મકકાવાળાઓ મહાન લડાઇની તૈયારી કરી રહ્યા છે, અને બહુ વિશાળ મેદાન આગળ હુમલો કરશે. મહમ્મદે (સ) દુશ્મનોની હીલચાલની બાતમી આણવા માટે આઠ આદમીઓ મોકલ્યા. યારીનો પુત્ર અબ્દુલ્લા આ ટુકડીનો મુખ્ય નીમાયો, એને મકકે જવા આજ્ઞા આપી. મહમ્મદે (સ) એક પત્ર આપી કહ્યુ, કે મદીનાથી ઘણે દુર નીકળી ગયા પછી આ પત્ર વાંચજે.

મહમ્મદ (સ) ની આજ્ઞાનુસાર એક દિવસ રસ્તામા એણે પત્ર ખોલ્યો-વાંચ્યો. અંદર લખ્યુ હતુ, કે તાયફ અને મકકા નગરોના મધ્ય સ્થળોમાં છુપાઇ રહેજો, અને દુશ્મનની હીલચાલ નીહાળજો એ પ્રમાણે એક વખત જ્યારે અબ્દુલ્લા નજીકના નાળામાં છુપાઇ રહ્યો હતો, ત્યારે એણે જોયુ, કે એક વ્યાપારી મકકા તરફ જઇ રહ્યો છે. અબ્દુલ્લા સ્વભાવનોજ મિજાજી દુશ્મનને પ્રત્યક્ષ જતા એ જોઇ ન શકયો. એણે તો એ લોકો પર હુમલો કર્યો, એકનો જીવ ગયો, બે કેદ થયા, અને બધી કીમતી ચીજો લુંટી મદીને ગયો. અબ્દુલ્લાના આ કામથી મહમ્મદ (સ) ઘણોજ દુઃખી થયો, અને એણે અબદુલ્લાનો તિરસ્કાર કર્યો, અને વારંવાર અબ્દુલ્લાને કહ્યું —" તે એવું બુરૂ કામ કેમ કર્યુ ? મેં તો તને

લડાઇથી દુર રહેવાની આજ્ઞા આપી હતી." આ અન્યાયી કૃત્યથી મહમ્મદ (સ) દુઃખી થયો, અને એ લુંટના માલમા હાથ સરખોએ ન નાખ્યો. આરબ લોકોના પવિત્ર રજબ માસમાં આ યુદ્ધ થવાથી ચારે તરફ આંદોલન થઇ રહ્યાં. સદા સર્વદાથી ચાલતો આવતો નિયમ તોડવાથી સર્વ મહમ્મદ (સ) પ્રતિ ખરાબ નજરથી જોવા લાગ્યા. મુસલમાનો પણ આ વાતથી નારાજ થયા, અને એમણે મહમ્મદ (સ) ને એનું કારણ પુછયું. મહમ્મદે (સ) એમને કહ્યું–" જો કુરેશો પવિત્ર માસની વાત પુછે તો એમને કહેવું, કે આ સમયમાં યુદ્ધ કરવું અન્યાયી છે. પરંતુ ઇશ્વરના રસ્તામાંથી મનુષ્યોને દુર રાખવા એનો વિશ્વાસ ન કરવો, ઇશ્વરના મંદિરમાથી એના વિશ્વાસીઓને–ભક્તોને બહાર કાઢવા એ અધિક પાપ છે." મહમ્મદે (સ) એજ વખતે બને કેદીઓને છોડી મુક્યા, અને બીજા બધાનો પણ બનતો પ્રતિકાર કર્યો.

આ બાજુ કુરેશો રાતદિનની અથાગ તૈયારી કરી યુદ્ધગીતો લલકારવા લાગ્યા. વિદેશ તરફ ગએલા વ્યાપારીઓ લડાઇની સામગ્રી લઇ પાછા ફરવા લાગ્યા. મહમ્મદ (સ) ને લાગ્યું, કે જો આ સર્વ લડાઇની સામગ્રીઓ કુરેશોને હાથ લાગશે, તો મદીના બચી શકવું ભારે થઈ પડશે. એથી મહમ્મદ (સ) ની આજ્ઞાથી ૩૧૪ વીર યોદ્ધાઓ હથીઆરો લઈ તૈયાર થયા. સ્વધર્મ, સ્વદેશ અને સ્વજાતિની રક્ષાને માટે એ વીર યોદ્ધાઓ પોતાનો પ્રાણ સમર્પણ કરવા ચાલ્યા.

અબુસોફીઆન મક્કાના વ્યાપારીઓનો સ્વામિ-મુખ્ય હતો એની સાથે જાતજાતના સામાનથી લદાએલા ૧૦૦૦ ઉંટ મક્કા તરફ પ્રયાણ કરી રહ્યાં હતા. મુસલમાનોના આવવાની ખબર

અબુસોફીઆને ત્વરીત ગતિમાન અશ્વરોહીત સ્વારો સાથે મક્કે મોકલી મક્કે આ ખબર મળતાંજ અબુજહલે નગારૂં વગડાવી સર્વને યુદ્ધ માટે તૈયાર થવાની આજ્ઞા આપી. અબુસોફીઆનની પત્નિ હિન્દા અને એનો પિતા સર્વને સમજાવી મેદાન પડવા ઉશ્કેરવા લાગ્યા. પળ વારમાં ઢાલ, તરવારથી સજ્જીત એક હજાર આદમી અબુસોફીઆનની મદદે જવા લાગ્યા. સોદાગરના કાફલા ઉપર હુમલો કરવા માટે મુસલમાનો બંદરના ઘાટમાં છુપાઇ દુશ્મનની રાહ જોઇ રહ્યા, પરંતુ આ વાતની ખબર પડતાંજ એક અન્ય રસ્તે થઇ કોઈ કષ્ટ-હરકત વિના મક્કે પહોંચી ગયો, અને ત્યાં જઇ એણે મહમ્મદ (સ) ના કટ્ટા દુશ્મન અબુજહલને યુદ્ધનો વિચાર માંડીવાળી પાછા ફરવા આજ્ઞા આપી. આથી તો મક્કાના ઘણા વીરો પાછા ફર્યા, પરંતુ અબુજહલે વિરતાના ગર્વમાં કહ્યું,– " મહમ્મદ (સ) નો નાશ કરી મારી કીર્તિ સ્થાપિત કર્યા વિના હું મક્કામા પગ ન મૂકીશ. સર્વ આગળ વધો, બદર ઘાટીના ઝરણાના પાણી પી ત્રણ દિવસ ત્યાં રહી આવીશું. સમસ્ત આરબ જાતિ અમારી વિરતાની કથા સાંભળી આશ્ચર્ય પામશે, અને આ જન્મમાં અમારી સામા પડવાની કોઇની હિંમત ન રહેશે. " યુદ્ધ શરૂ થતા પહેલાં મહમ્મદ (સ) પોતાના દેશ અને ધર્મની રક્ષા માટે ઈશ્વર પર ભરોસો કરી રહ્યો હતો. જ્યારે કુરૈશો પોતાની સંખ્યા અને શક્તિ પર ફુલી રહ્યા હતા

મુસલમાનો અને કુરૈશોની વચ્ચે એક વિશાળ મેદાન હતુ. ત્રણ કુરૈશો અભિમાનપૂર્વક હુંકાર કરી મેદાનમા પડયા, અને ત્રણ મુસલમાનોને દ્વંદ્વ યુદ્ધ માટે પડકાર આપ્યો. એમણે તો ધારેલુ, કે પડકાર સાંભળી કોઇ મુસલમાન મેદાન ન પડશે પરંતુ એમના

લલકાર-પડકાર સાંભળતાં વેંતજ ત્રણ મદીનાવાસીઓ મુસલમાન આગળ પડયા. કુરેશોએ ઘુંઘવાઇને કહ્યું—" મદીનાવાળાઓ નહિ, મક્કાથી નાશી ગએલા મિસ્કીનોને આવવા દો, જો એમનામાં હિંમત હોય તો હમારી સામે આવે. " આ અવાજની સાથેજ હમજા (ર) અલી (ક) અને ઓબેદા આગળ આવ્યા. જોતજોતામાં તો એમણે મુક્કા બાજીમાં ત્રણે દુશ્મનોને મારી હઠાવ્યા, અને ખુદા પર શ્રદ્ધા રાખનારાઓની જય પોકારવા લાગ્યા. એક ક્ષણમાં સારા મુસલમાન દળમાં " જયજય " ની ઘોષણા ફેલાઇ રહી. આ ' મુક્કા બાજી ' યુદ્ધ દરમિઆન ઓબેદાને એક જીવલેણ ચોટ વાગી, અને પળમાં તો એ ખુદાના દરબારમાં સદાને માટે ચાલી ગયો.

શરૂઆતમાંજ પોતાની હાર થએલી જોઇ કુરેશો ક્રોધથી બળી-ઝળી ઉઠયા, અને ક્રોધમાં આવી એમણે મુસલમાનો પર હુમલો કર્યો. એકહજાર વીરોની તેજ તરવારો, અશ્વો અને અમિત બળનો સામો હુમલો અચાનક આવ્યો જોઇ ત્રણસો મુસલમાનો વિચલીત થયા. મુસલમાનો પાછા હટવાની અણી પરજ હતા, એટલામાં ધોધમાર વરસાદ પડવા લાગ્યો ! એક તો ઉનાળાની મોસમ અને ઉપરથી પાણી, વરસાદના વરસતાની સાથેજ પવન પણ સખત ફુંકાયો, પવનની દિશા કુરેશો તરફ હતી, ધુળ ઉડવાથી કુરેશો આંખો ઉઘાડી સામે પણ ન જોઇ શકતા. આ પ્રમાણે પ્રકૃતિને સ્વય પોતાના પક્ષમા જોઇ મહમ્મદે (સ) મુસલમાનોને ઇશ્વરની સહાયતાનુ સ્મરણ કરાવ્યુ. અને ઉત્તેજીત કર્યા. જીવનનો મોહ છોડી, મહમ્મદ (સ) ની ઓજસ્વીની વાણીદ્વારા ઇશ્વરની સહાયતાની વાર્તા સુણતાં સુણતા મુસલમાનોએ કુરેશો પર એક

ભયાનક હુમલો કર્યો. મનુષ્ય ઇશ્વરને પોતાનો સહાયક સમજી જે કાંઇ કરી શકે છે, તેવું બીજી કોઇ રીતે નથી થઈ શકતું. વારંવાર મુસલમાનોના જય ધ્વનિથી સગ્રામ-ભૂમિ ગુંજવા લાગી. ઇશ્વર વિશ્વાસુ ફક્ત ૩૦૦ મુસલમાનોને હાથે ૧૦૦૦ કુરેશો હાર પામ્યા. ધુળની માફક કુરેશો ઉડવા લાગ્યા. સંગ્રામ-ભુમિમા ચારે તરફ લોહી લોહીજ દીસવા લાગ્યું. કપાયલા તરફડતા મસ્તકોથી ગ દર ધાટ ભયભીત થઇ ગયો. ઘાયલ થએલા સૈનિકોના દુ:ખદ અવાજોથી આખુ મેદાન હાહાકારમય થઇ ગયુ. લડાઇના અંતમાં મૃત અને ઘાયલ કુરેશો સિવાય કોઈ ન રહ્યુ. પોતાના જીવન મોહથી પ્રાણ બચાવવા ઘણા કુરેશો નાશી છુટયા. નાસતાં નાસતાયે ૧૭ કુરેશોને મુસલમાનોએ કેદ પકડયા. આરબોના યુદ્ધ નિયમાનુસાર એમાંથી બેને ફાંસી દેવાઇ મહમ્મદે (સ) કદીઓને ઘણી સારી રીતે રાખ્યા. એમને ખાવાપીવાની તથા રહેવાની સર્વ સગવડો અપાઇ. મુસલમાનો કેદીઓને સુંદર ભોજન આપતા અને પોતે ફક્ત ખજુર ખાઈ રહેતા. મૃત્યુ પામેલા વીરોનાં શબોને મહમ્મદે (સ) સમાધિસ્થ કરાવ્યા. એક-જેની સાથે મહમ્મદ (સ) બાળપણથી રહેતા હતા, તેનુ શબ જોઇ મહમ્મદે (સ) સખેદ કહ્યુ—' તમે લોકોએ મારી વાત પર વિશ્વાસ ન કરતા મને જન્મભુમીમાંથી કાઢી મૂક્યો પરદેશીઓએ મને શરણ આપ્યું, હાય! આજે તમે કેટલા દુ:ખી છો? પરમેશ્વરે તમને આખરેયે સાવધાન કર્યા હતા, પરંતુ તે સમયે તમે તે વાત ન સાંભળી અને દુ:ખમા ડુબ્યા."

કેદીઓમાં જે ધનીક હતા, તેઓ ધન આપી મુકત થઈ ગયા જેઓ વિદ્વાન હતા, તેઓએ મદીનાની પાઠશાળાઓમા શિક્ષા આપી સ્વાધિનતા પ્રાપ્ત કરી જેઓ દીન-ગરીબ હતા, તેમણે

મહમ્મદ (સ) સામે કદિ હથીઆર ન ઉઠાવવાની પ્રતિજ્ઞા લઇ સ્વાધિનતા—મૂકિત મેળવી. મુસલમાનોએ કેદીઓ સાથે એવી તો સરસ રીતે વર્તન ચલાવ્યું હતું, કે એઓમાંના વૃદ્ધે કહ્યુ હતુ, કે " મદીનાવાસીઓ સદા સુખી અને ધનીક રહો. એઓ જાતે પગે ચાલ્યા અને પોતાના અશ્વો અમને આપ્યા. એઓએ જાતે ખજુર ખાધું, પરંતુ હમને સ્વાદિષ્ટ ભોજન આપ્યું. "

મહમ્મદ (સ) ના કાકા અલઅબ્બાસ અને મહમ્મદ (સ) ની પ્રથમ કન્યા જયનબ (ર) નો સ્વામિ અબુલઆસ પણ કેદ પકડાયાં હતાં. અબ્બાસ ધન આપી, તથા અબુલઆસ જયનબ (ર) ને પાછી મોકલવાનું વચન આપી મુકત થયાં.

લડાઇ પછી લૂંટના માલ માટે મુસલમાનોમાં ઝઘડો પેદા થયો. જેઓ લડાઇમાં ગયા હતા, તેમણે એ લૂંટનો હિસ્સો બીજાઓને ન આપવા ખાહેશ બતાવી, પરંતુ મહમ્મદે (સ) સર્વનો સરખો હિસ્સો પતાવી ઝઘડાનો અંત આણ્યો. સાથે સાથે એણે ભવિષ્યને માટે નિયમ કર્યો, કે લૂટના માલનો હિસ્સો-વહેંચણી કરવાનો સર્વ અધિકાર સાધારણ રાજતંત્રના સ્વામિને હસ્તક રહેશે, અને પાંચમો હિસ્સો દીન—દુખી લોકોની સહાયતા માટે સરકારી ખજાનામા મોકલી દેવામાં આવશે.

બદ્રની જીત પછી મુસલમાનોનો વિશ્વાસ ઇશ્વર પર અધિક વધી ગયો. એથી એમનો વિશ્વાસ, બળ, વીર્ય, ઐક્ય અને તેજ વધુ ઝળકયાં. સર્વનાં હૃદયો એ શ્રદ્ધાથી પૂર્ણતઃ પ્રકાશીત થયાં, કે સંસાર સારામાં મુસલમાન ધર્મની જય થશે, કારણ સ્વયં પરમાત્મા મૂર્તિપૂજકોની વિરુદ્ધ છે. આ લડાઇથી મુસલમાનોના સૌભાગ્યનો રવિ ઉદયાચળે રમણ કરવા લાગ્યો.

બદ્રની લડાઇ વખતે મહમ્મદ (સ) ની કન્યા રૂકૈયાનું મૃત્યુ થયું, રૂકૈયા અને એનો પતિ ઉસ્માન મૂર્તિપૂજકોના અત્યાચાર ન સહી શકવાથી મક્કાથી નાશી આબીસીનીઆ ગયા હતા. વિદેશમાં બહુ દિવસ થવાથી રૂકૈયા સ્વધર્મિ સાથે મદીને પાછી ફરી, પરંતુ પિતાની પાસે આવી સુખનું મુખ જોયુ ન જોયું એટલામાં તો રૂકૈયાનો અમર આત્મા આ ફાની ખલકનો ત્યાગ કરી સ્વર્ગ સીધાવ્યો. મહમ્મદ (સ) રૂકૈયાના શોકથી અધિર થઇ રહ્યો હતો, એટલામાં જૈદ મહમ્મદ (સ) ની બીજી કન્યા જયનબને લાવવા મક્કે ગયો, એણે નગર બહારથી જયનબના સ્વામિ અબુલઆસને સમાચાર મોકલ્યા. જ્યારે અબુલઆસનો ભાઇ કેનાના જયનબને શહેરની બહાર મૂકવા પ્રયાણ કરી રહ્યો હતો, એટલામા લોકોને ખબર પડી. કે મહમ્મદ (સ) ની બેટી પોતાના બાપને ઘેર જઇ રહી છે. આ સમાચારથી સર્વ સળગી ઉઠયા, એકે તો જયનબને મારવા માટે હથીઆર તાક્યું પરંતુ જો કાનાનાએ આ વખતે એનું રક્ષણ ન કર્યું હોત, તો જયનબના ફાની દેહ ક્યારનોએ નિશ્ચેત થઇ પડયો હોત ! અબુસોફીઆને આવીને કહ્યુ. કે જયનબને આમ ખુલ્લી રીતે લઇ જવાથી અમારી કમજોરી બહાર જાહેર થશે, માટે એને રાત્રિના સમયમાં લઇ જજો. આ સમજુતી પ્રમાણે રાત્રે જયનબને લઇ જૈદ મદીને આવ્યો. પોતાની દુખી બાળાને–કન્યાને પોતાની પાસે જોઇ મહમ્મદ (સ) નુ દુખી હ્રદય કાંઇક શાંત થયું.

એ અરસામાં કુરેશો પ્રથમ સંગ્રામમાં હાર પામવાથી ક્રોધાગ્નિમા બળી ઝળી રહ્યા હતા, અને એનો બદલો લેવા માટે ભારે લડાઇની તૈયારીઓ કરી રહ્યા હતા મહમ્મદ (સ) ને પોતાની

મૃત કન્યા પાછળ શોક કરવાનોએ અવસર ન મળ્યો. કેદીઓના મુક્ત થતાંજ અબુસોફીઆન બસો સજ્જ હથીઆરબંધ સવાર લઇ મક્કેથી નીકળ્યો. બદરના યુદ્ધમા અબુસોફીઆનનો સસરો, ભાઇ તથા કાકા ત્રણે મૃત્યુ પામ્યા હતા. અબુસોફીઆનની સ્ત્રી હીન્દા સદા મહમ્મદ (સ) તરફ દુશ્મનની દ્રષ્ટિથીજ જોતી, અને પોતાના સગાઓને મૃત્યુ પામ્યા જોઇ એની દુશ્મનીનો અગ્નિ ઓર વધુ પ્રજ્વળી ઉઠયો એ રાતદિન મહમ્મદ (સ) અને અલી (ક) નું ધડથી છુટું મસ્તક જોવા તલસી રહેતી હતી. સ્ત્રીના ઉત્તેજનથી અબુસોફીઆન બસો વીર સવારોને લઇ પ્રતિજ્ઞા કરી નીકળ્યો, કે "મહમ્મદ (સ) અને એના શિષ્યોનો નાશ કર્યા વિના ઘેર પાછો ન ફરૂં." આ સૈન્યે રસ્તામાં મળેલાં સર્વ મુસલમાનોને જાનથી માર્યા, ગામો સળગાવ્યાં, ખેતરો ઉજ્જડ કર્યા અને ખજુરોનાં વૃક્ષો કાપી નાખ્યાં, પરંતુ જ્યારે મુસલમાન સેના સજ્જ થઇ સામે આવી ત્યારે એમની સામે થવાની કોઇની હિંમત ન ચાલી. એ લોક ઘનઘોર સંગ્રામ કરવાનો નિશ્ચય કરી બહાર પડયા હતા, પરંતુ સામા પક્ષને લડાઇને માટે પોતાના જાન હથેલીમાં રાખી નીકળેલા જોઇ એ લોક સીધા ઘર તરફ મોઢું કરી ચાલ્યા ગયા, મુસલમાનોએ તેમનો પીછો પકડયો

એક દિવસ બે પ્રહર વિત્યાબાદ એક વૃક્ષની ઠંડીમા–છાયામાં મહમ્મદ (સ) નિદ્રાધીન થયો હતો. એક કુરૈશે એને જોયો, અને એનું ખૂન કરવાના ઇરાદાથી પોતાનો તેજ અશ્વ એ બાજુ દોડાવી મૂકયો. અશ્વની ખરીઓનો અવાજ જોઇ મહમ્મદે (સ) એ દિશા તરફ જોયું. જોતજોતામાં તો કુરૈશે તલવાર મ્યાનમથી કાઢી મહમ્મદ (સ) ના ગળા પર ધરી અભિમાનથી કહ્યું,—

" મહમ્મદ (સ) બતાવ ! આ વખતે તને કોણ બચાવશે ? " મહમ્મદે (સ) ગંભીર પણ દૃઢ અવાજથી કહ્યું,—" પરમેશ્વર !" મહમ્મદે (સ) આ પવિત્ર નામ એટલા જોર–જોસથી ઉચ્ચાર્યું, કે દુશ્મનનુ હૃદય કાંપી ઉઠ્યુ, એની તલવાર હાથમાંથી છુટી જમીન પર પડી ! એક પળમાં એ તલવાર ઉઠાવી મહમ્મદે (સ) કહ્યું,– " હવે તારી જીંદગી કોણ બચાવશે ? " કુરેશ ધ્રુજતો ધ્રુજતો મહમ્મદ (સ) ના પગમાં પડ્યો. દિનતાથી ગળગળો થઇ બોલ્યો,– " મારી જીંદગી તમેજ બચાવશો, બીજું કોઇ બચાવી શકે એમ નથી ? " મહમ્મદે (સ) કહ્યું —' અરે અવિશ્વાસી ! આવા સમયમાં પણ તારા મુખમાંથી ઈશ્વરનુ નામ ન નીકળ્યુ ! તારા જેવો દીન બીજો કોણ હશે ? આજથી પર ઉપર દયા કરતાં શીખ. " મહમ્મદે (સ) એને છોડી દીધો, એની તલવાર એને પાછી હસ્તગત્ કરી. મહમ્મદ (સ) નો અટલ વિશ્વાસ, અપાર તેજ અને દૃઢ આચરણ જોઇ એ કુરેશ–મોહિત થઇ ગયો, અને નવા ધર્મની દિક્ષા લઇ લીધી ભવિષ્યમાં એજ કુરેશ–શિષ્ય મુસલમાની ધર્મનો એક અચ્છો પ્રચારક બન્યો

બદરના યુદ્ધમાં મહમ્મદ (સ) ની જીત થવાથી યહુદીઓને બહુ દીલગીરી થઇ. મહમ્મદે (સ) યહુદીઓ સાથે સદા મિત્રતાથી વર્તવા નિશ્ચય કર્યો હતો, પરંતુ યહુદીઓનુ પાષાણ હૃદય નજ પીગળ્યુ. મહમ્મદ (સ) અને એના ધર્મને ધૃણીત કરવા માટે એ લોક વિરૂદ્ધ કાવ્ય પ્રચાર કરવા લાગ્યા. આરબોને ગીત યા કાવ્યો અતિ પ્રિય હોય છે. જોતજોતામા એ કાવ્યોનો પ્રચાર દૂર દેશોમાંયે થઇ ગયો, અને મુસલમાન ધર્મની ઉન્નતિમાં પત્થર પડવા લાગ્યા. જે યાહુદીઓ મહમ્મદ (સ) ના આશ્રય નીચે રહી મુખથી પોતાનો

વ્યાપાર કરે જતા હતા, તેઓ તો કૃતઘ્નતાથી ન હટયા. આસમ નામક એક યાહુદી અને આફાક નામની એની સ્ત્રી મદીનાના રસ્તાઓ અને ગલીઓમાં મુસલમાન ધર્મની હાંસી ફેલાવનાર ગીતો ગાવા લાગ્યાં. કાબ નામક એક અન્ય યાહુદી બદરના યુદ્ધ બાદ મક્કે ગયો, અને ત્યાં એણે કુરેશોની બહાદુરીની કવિતા ગાઇ. મહમ્મદ (સ) સાથે ખિલાફ લોકોને લડવા માટે ઉત્તેજીત કરી મૂકયા, પરંતુ એ સર્વ વિશ્વાસઘાતીઓ જોતજોતામાં જલ્દ મુસલમાનોને હાથે મૃત્યુ શરણ થયા. દિન પ્રતિદિન મુસલમાનો સાથે યહુદીઓની દુશ્મનાવટ વધતીજ ચાલી. મદીનામાં કેઇનુકા નામક એક અન્ય જાતિના યાહુદીઓ રહેતા હતા, અને શીલ્પ કાર્ય કરી પોતાનું ગુજરાન ચલાવતા. કલહ, લડાઇ, ઝઘડા અને વ્યભિચાર વિગેરે પાપ કાર્ય એ એમનો નિત્ય નિયમ હતો ૬૨૪ની સાલ વર્તમાન છે, નવેમ્બર માસનો દિવસ છે, તે દિવસે એક અરબ યુવતિ નજીકના ગામમાંથી મદિને દુધ વેચવા આવી હતી વ્યભિચારી યાહુદી એની સુંદરતાનુ વર્ણન સાંભળી તરત યુવતી પાસે ગયો, અને મુખ પરનો બુરખો દૂર કરવા કહ્યું. યુવતી એની આ નીચ માગણી પર ધ્યાન ન આપતાં પોતાના કાર્યમાં પરોવાઇ. એક યુવકે પછળથી યુવતીની ઓઢણીનો પાલવ કોઇ અન્ય વસ્તુ સાથે બાંધી દીધો. યુવતી દુધ વેચ્યા પછી જેવી ઘેર જવા તત્પર થઇ ઉઠી, તેવીજ એની ઓઢણી દુર થઇ ગઇ. બાળાનું અંગ ખુલ્લું થઇ ગયુ. કામાશક્ત યુવક એનુ રૂપ લાવણ્ય નિહાળી, જાતજાતની અશ્લીલ ચેષ્ટાઓ અને હાવ ભાવથી એને કુમાર્ગમાં પ્રવૃત કરવાની ચેષ્ટાઓ કરવા લાગ્યો. બિચારી યુવતી લજ્જાની મારી બેહોશ થવાની અણી પર આવી ગઇ. આ જોઇ એક

મુસલમાને તે યહુદી યુવકને પકડયો, એટલામાં નોબત આવી ગઇ; ગુસ્સામાં મુસલમાને તે યહુદીના કાળજામાં તલવાર ખોસી દીધી. બીજા યહુદીઓએ એકઠા થઇ તે મુસલમાનને મારી નાખ્યો આ ઘટનાના સમાચાર સાંભળી ચારે તરફથી યહુદીઓ અને મુસલમાનો નીકળી આવ્યા. અને અંદર અંદર લડવા લાગ્યા આ કોલાહલ સાંભળી મહમ્મદ (સ) તરતજ એ જગ્યા પર આવ્યો. આવતાંની સાથેજ એણે મુસલમાનોને લડતાં અટકાવ્યા. સર્વ વાત સાંભળતાં એને લાગ્યું, કે યાહુદીઓ શાન્તિથી નથી રહેવા માગતા. હવે એ લોકોને અહીંથી કાઢવા જોઇએ નહિ તો મદીના શહેર મુસલમાન અને યહુદીઓની સંગ્રામ ભુમી બની જશે યહુદીઓએ મહમ્મદ(સ) પાસે શાન્તિ રાખવાની પ્રતિજ્ઞા લીધી હતી પણ તે છતાયે વિરુદ્ધ વર્તી કોઇ કોઇ પ્રતિજ્ઞા વિરૂદ્ધ મુસલમાનોનો નાશ કરવા કાવ્ય બનાવતા, કોઇ જાળ રચતા અને કોઇ કુરેશોને છુપી બાતમીઓ આપતાં. મહમ્મદે (સ) આ વિશ્વાસઘાતની જડ ઉખાડવાનો નિશ્ચય કર્યો. એ સમયે એણે યહુદીઓની વસ્તીમાં જઇ કહ્યું,— "કાંતો મુસલમાન–ધર્મ ગ્રહણ કરી આ રાજ્યમાં સામેલ રહો, ન તો કાં આ શહેર છોડી ચાલ્યા જાઓ." યહુદીઓએ કહ્યું,— "મહમ્મદ (સ)! કુરેશોને તે લડાઇમાં હરાવ્યા છે તેથી અભિમાન ના કરીશ. જેઓ લડાઇનું નામ નિશાન નથી જાણતા, તેમને હરાવવામાં તે ગૌરવ નથી મેળવ્યું જ્યારે અમારી સાથે લડશો, ત્યારે માલમ પડશે કે યુદ્ધ કેમ થાય છે." પછી કિલ્લાની દિવાલોમાં આશ્રય લઇ યહુદીઓ મહમ્મદ (સ) નો તિરસ્કાર કરવા લાગ્યા. મહમ્મદે (સ) સેના મંગાવી કિલ્લાને ચારે બાજુ ઘેરો ઘાલ્યો. પંદર દિવસ પછી તો યહુદીઓ એવી સ્થિતીમાં આવી

ગયા, કે અંતે શરણે આવ્યા. ઘણાએ મહમ્મદ (સ) ને સલાહ આપી, કે શરણે આવેલા દુશ્મનોને સખ્તમાં સખ્ત સજા ફરમાવવી પરંતુ મહમ્મદે (સ) જીતાયલા શત્રુઓને અન્ય સજા ન કરતાં દેશ છોડી જવાની આજ્ઞા આપી ૭૦૦ યાહુદીઓ દેશ છોડી સીરીઆ ચાલી ગયા ! આ ઘટના પછી ટુંક મુદતમા મુસલમાનોમા અંદર અંદર એક ઝઘડો ઉત્પન્ન થવાનાં ચિન્હો દેખાવા લાગ્યાં, પરંતુ મહમ્મદ (સ) ની બુદ્ધિથી તેનો નાશ થયો રૂકૈયાના શોકમાં ઉસમાન અતિ વ્યાકુળ થઇ ગયો હતો. અન્ન જળનો ત્યાગ કરી એ રાતદિન વિલાપ કરી રહ્યો હતો. એને ધીરજ અને આશ્વાસન આપતાં એક દિવસ ઉમરે કહ્યું, કે ' મારી કન્યા હાફ્જાની સાથે શાદી કરી તુ સર્વ શોક વીસરી જા." હાફ્જા પોડશ વર્ષીયા યુવતી હતી, રૂપવતી હતી એનો પતિ બદ્રના યુદ્ધમાં ઘાયલ થઇ મૃત્યુ પામ્યો હતો. હાફ્જાનું ચંદ્ર મુખ નિહાળ્યા છતાંયે ઉસમાનનું દુ:ખી હૃદય ન પ્રસન્ન થયુ. એણે તો વિવાહ કરવાનો ઇન્કાર કર્યો, આથી ઉમર ક્રોધથી ભભકી ઉઠ્યો, અને અપમાનનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. હવે મુસલમાનોમાં યુદ્ધનો દાવાનળ સળગવાની તૈયારીઓ થઇ. મહમ્મદે (સ) ધીરજથી ઉમરને કહ્યુ—"ઉસમાનના ઇન્કારથી જો તને હાર્દિક દુઃખ થયુ હોય, તો હુ તારી બેટી સાથે શાદી કરી તને સુખી કરવા તૈયાર છુ, અને ઉસમાનના બળી ઝળી રહેલા હૃદયને શાન્ત કરવા હુ મારી બેટી-દીકરી ઉમ્મ-કુલસુમની શાદી એની સાથે કરાવી આપીશ." આવી રીતે મહમ્મદે (સ) મુસલમાનોમાં ફરી પ્રેમ અને ઐક્યના બીજ વાવ્યાં. આ સ્ત્રી-પત્નિને મહમ્મદે (સ) કુરાનની રક્ષા માટે નીયત કરી. આ ઘટના પછી થોડા દિવસ વીતી જતા મન્ સૂરના વતનીવારી

માસમાં મહમ્મદ (સ) ની બેટી–ફાતમા (ર) ના ગર્ભથી હુસેનનો જન્મ થયો.

લાગલાગટ બબ્બે યુદ્ધોમાં પરાજીત થવાથી, અને હાસરર નામના એક વીરે મુસલમાન–ધર્મ ગ્રહણ કરવાના સમાચારથી મક્કા–નિવાસીઓ ગુસ્સાની આગમાં રાતદિન બળવા લાગ્યા. પુનઃ મહા સગ્રામને માટે તૈયારીઓ થવા લાગી. મરૂભુમીમાં નિવાસ કરી રહેતી અસભ્ય જાતિઓને મદીનાની લૂટનો વિશ્વાસ બતાવી કુરેશોએ એ સર્વને પોતાના પક્ષમાં જીતી લીધા. મક્કા-વાસીઓ ગત યુદ્ધની ઘટનાઓને પોનાના ભાઇ બંધવોના મૃત્યુની વાત યાદ કરી અને મુઠ્ઠીભર સેનાથી પરાજીત થવાથી પોતાની જાતનેજ ધિક્કાર-ફીટકાર દેતા, ઉકતાં એમતાંયે મહમ્મદ (સ) ના ખૂનની પ્યાસથી વ્યાકુળ થઇ ઉઠયાં. અબુસોફીઆનની પત્નિ હિન્દા મક્કા–નિવાસીઓને મુસલમાનોનું રક્ત પાન કરી, બહુ દહાડાની તરસ છીપાવવા ઉશ્કેરવા લાગી. સન ૬૨૫ ની શરૂઆતમાજ મક્કા શહેરમાંથી ૩૦૦૦ હજાર સૈનિકોની ફોજ–ટુકડી મદીના જવા રવાના થઇ **ખાલિદ** નામક એક પ્રભાવશાળી કુરેશ ફોજનો જમણી બાજુથી અને અબુજહલનો પુત્ર અકરમા ડાબી બાજુથી ફોજને આગળ કુચ કરાવા લાગ્યા. અબુસોફીઆનને આ સેનાનો મુખ્ય સેનાધિપતિ બનાવવામાં આવ્યો સૈન્યની પાછળ હિન્દા અન્ય પંદર સ્ત્રીઓની સાથે ચાલતી હતી, અને કવચિત્ કર્કશ સ્વરોદથી ગીત ગાતી, અને કવચીત્ મૃત્યુ વશ થએલા ભાઇ બાંધવોની યાદ કરતી મક્કા–નિવાસીઓને મુસલમાનોનુ રક્ત પાન કરવા મનવાળા બનાવવા લાગી. કુચ કરતા કરતા સૈન્ય અબાયા નગરમાં પહોંચ્યું. આજ સ્થળે મહમ્મદ (સ) ની પ્યારી માતા

**અમીનાની** સમાધિ-કબ્ર હતી. હિન્દા પોતાનો કેશ-કલાપ મુક્ત કરી વીખરાયલે કેશે એક પિશાચીનીની જેમ મહમ્મદ (સ) ની માતાનું શરીર બહાર કાઢી ટુકડે ટુકડા કરવા ચાલી! પરંતુ ઘણાએ આ ઉદ્ધત નારીને એ કામ કરતાં રોકી, કોઈએ એને એ નીચ કૃત્ય નજ કરવા દીધું. મહમ્મદ (સ) ના કાકા અબ્બાસે આ મોટી ફોજની ચઢાઈના સમાચાર ગુપ્ત રીતે મહમ્મદ (સ) ને પહોંચાડયા. આ સમયે મહમ્મદ (સ) કાબો નામક ગામમાં નિવાસ કરી રહ્યો હતો. સમાચાર મળતાં વેતજ એ મદીને આવ્યો, અને નગર રક્ષાના ઉપાય કરવા લાગ્યો. દશ દિવસ પછી કુરેશોની ફોજ મદિનાથી ત્રણ માઇલ દૂર ઓહદ પહાડ પર આવી પહોંચી, અને ગામડાંઓને સળગાવવા તથા ખેતરોને બરબાદ કરવા લાગી. મુસલમાનો તૈયાર થઈ દુશ્મનોના હુમલાને માટે ઇંતેજાર બેસી રહ્યા હતા. મહમ્મદ (સ) અને કેટલાક વૃદ્ધોએ તેમને સ્હેજ થોભી જવાની સલાહ આપી, પરંતુ પોતાના દેશ-વાસીઓની દુર્દશા નિહાળી નવજવાન મુસલમાનો વધુ થોભી ન શકયા. અંતે સર્વને લઈને મહમ્મદે (સ) યુદ્ધ-યાત્રા કરી. મહમ્મદ (સ) ની સાથે એક હજાર વીરો મરવાને અને મારવાને તૈયાર થઈ ચાલ્યા. કુરેશ ફોજમાં સાતસો બખતર ધારી અને બસો સવાર હતા. અને મુસલમાની ફોજમાં સો બખતરધારી તથા બે સવાર હતા. ઇશ્વર ભક્તોની નાનકડી (!) સેના લઈ મહમ્મદ (સ) ઓહદ પહાડ તરફ ચાલ્યો. જેવો મહમ્મદ (સ) ઓહદ પહાડની તળેટીમાં પહોંચ્યો, કે તરતજ પાપી—કપટી અબદુલ્લા ત્રણસો યહુદીઓને લઇ મહમ્મદ (સ) નો સંઘ છોડી શહેરમાં પાછો ફર્યો. મુસલમાની સેના હવે તો હજારમાંથી સાતસો પર આવી, જ્યાં કેટ વીર

હિમતથી ચલીત નજ થયો. પહાડની ગુફામાં રાત્રી વિતાવી પ્રભાતમાં ભકિત ભાવથી ઇશ્વર ભકિત કરી. સર્વ મુસલમાનોએ પોતાને ઇશ્વરના નામ પર ઉત્સર્ગ કરી દીધા. મુસલમાનોને લઇ મહમ્મદ (સ) પહાડાની નીચે મહાન મેદાનમાં ખડા રહ્યો. સૈન્યની પાછળ એક બીજા રક્ષીત સ્થળમાં ધનુષ્યવાળાઓને મુકરર કરી કહી દીધુ, કે લડાઇમાં હાર થાય યા જીત થાય, પણ તમે પોતાની જગ્યાએથી ન ચલશો.

પહાડની નીચે મુસલમાનોનુ સૈન્ય જોઇ તેમને પીસી નાખવાને માટે કુરેશ ફાજ નીચે ઉતરવા લાગી. ફાજની મધ્યમાં એક દેવતાની મુર્તિની સ્થાપના કરવામાં આવી. સ્ત્રીઓ પોતાની ફાજને ઉત્સાહિત કરવા માટે વિર–ભાષામાં વિર–ગાન લલકારવા લાગી,—“ પ્રાતઃકાળમા ઉદય પામના તારાઓની અમે પુત્રીઓ છીએ, અમે કોમળ શૈયા ઉપર આસ્તેથી પગ મુકીએ છીએ, વિરતા અને સાહસથી દુશ્મનો પર હુમલો કરો, અમે બધીઓ તમારી વિરતાની સ્તુતિ કરીશું જો દુશ્મનની સામેથી ભાગી જશો તો અમે ધૃણાની સાથે તમને દૂર કરી દઇશું, ઓ! પવિત્ર અબ્દુલ્લાના સંતાનો!! આગળ વધી દુશ્મનો પર તુટી પડો. ઓ સ્ત્રીઓની રક્ષા કરનારાઓ! તલવારના તાનથી દુશ્મનોના શીર ધડ પરથી છુટા કરો.” સ્ત્રીઓની આ વીર ગાથાઓથી ઉત્સાહિત થઇ કુરેશ ફાજે મલ્લ યુદ્ધ માટે મુસલમાનોને પડકાર આપી પોકાર્યા. હમજા (ર) અને અલી (ર) એ આગળ આવી મુકા યુદ્ધમાં બને દુશ્મનોને મારી નાખ્યા! તરતજ કુરેશ ફાજે મુસલમાનો પર એક અચાનક આક્રમણ કર્યુ દૂર બેઠેલા ધનુર્ધારીઓએ તક જોઇ દુશ્મનો પર બાણોનો વરસાદ વરસાવો શરૂ કર્યો અન્ય બાજુથી

વિર હમજાએ પોતાના બચેલા વિરોને લઇ હુમલો કર્યો. " ખુદા અમારો સહાયક છે, જય અમારો થશે. " એ પોકારથી મુસલમાનો આકાશ ધ્રૂજાવવા લાગ્યા. મુસલમાનોનું સાહસ અને પરાક્રમ જોઇ કુરેશ ફોજનું કાળજુ ધડકવા લાગ્યું. એક વિર મુસલમાન તરવાર ઘુમાવતો ઘુમાવતો સેંકડો કુરેશોના ટોળાની વચમાં આવી પહોંચ્યો. જે બાજુ તે વીરની તલવાર ફરતી ત્યાં કુરેશો ઘાસની જેમ કપાવા લાગ્યા. પળમાં તો ત્યાં લાશનો ઢગલો થઈ ગયો. એક ક્ષણમાં કુરેશ ફોજ બે કદમ પાછી હઠી, બીજી ક્ષણે તો નાસભાગ શરૂ થઈ ગઈ! અત્યાર સુધી તો ધનુષ્યધારી મુસલમાનો એક જગ્યા પરજ સ્થિર રહ્યા હતા, પરંતુ પોતાની જીત થતી જોઇ પોતાની જગ્યા પરથી ખસવામાં કશી હરકત ન જોઇ એમણે નાસતા દુશ્મન દળનો પીછો પકડયો. અહિં કુરેશ સેનાપતિ ખાલિદ પોતાના સવારોને લઇ મુસલમાનોની પાછળના ભાગમા ચાલી આવ્યો. એણે ઘણાજ જોરથી પાછળથી હલ્લો કરી ઘસારો કર્યો. પાછળથી એકાએક છાપાથી મુસલમાનોમાં ગભરાટ ફેલાયો, અને ભાગી જતા કુરેશો પણ પાછા ફરી તૈયાર થઇ લડવા લાગ્યા. બને બાજુએથી હલ્લો થવાથી મુસલમાનો લડતાં લડતાં પ્રાણ સમર્પણ કરવા લાગ્યા. હમજા ઘાયલ થઈ જમીન પર પડયો, અલી (ક) અબુબકકર (ર) અને ઉમર આદિ સર્વ મુસલમાન વીરો ઘાયલ થઈ ગયા. મુસલમાનો પરાજીત થયા, પરંતુ કુરેશોએ પ્રતિજ્ઞા લીધી, કે " આજે અમે મહમ્મદ (સ) ના પ્રાણ લીધા વિના પાછા ન ફરીશું. " જે સ્થળ પર મહમ્મદ (સ) પોતાના વિશ્વાસુ ભક્તોની સાથે ઉભો હતો, ત્યાં અસખ્ય કુરેશો કુચ કરી પહોંચ્યા. અસંખ્ય કુરેશોની સામે મુઠ્ઠીભર મુસલમાનો ટકી શકે એ અશક્ય

રણ સંગ્રામ છોડી ભાગી ગયા. મોગાત ને મહમ્મદ (સ) સમજી કુરેશોએ એના શરીરના ટુકડે ટુકડા કરી નાખ્યા! નારી રૂપી પિશાચીની હિન્દાએ આવી હમજાનું શરીર નખથી ફાડી એનાં આંતરડાં બહાર ખેંચી કાઢયાં કાળજાને એ બહાર કાઢી એ રાક્ષસીણી ચાટવા લાગી! હિન્દાની સાથે આવેલી બીજી સ્ત્રીઓ-રાક્ષસીણીઓ મૃત મુસલમાનોની આંખો કાઢી રણ-ક્ષેત્રમા ફેંકવા લાગી! મુસલમાનોનુ રક્ત પોતાના શરીર અને કપડા ઉપર લગાડી આનંદથી કેશ—કલાપ છૂટો રાખી સાક્ષાત રાક્ષસીણીની જેમ રણક્ષેત્રમાં નાચવા લાગી! કુરેશોએ "પોતાના વીર-દુશ્મન મહમ્મદ (સ) ને મારી નાખ્યો" એ માન્યતાથી આનંદથી જય ધ્વનિ કરતા કરતા રણક્ષેત્રમાંથી વિદાય થયા, મક્કે પાછાં ફર્યાં.

× × × ×

અલી (ક) એ પાણી લાવી મહમ્મદ (સ) નુ મોઢું ધોયું, સહેજ સ્વસ્થ થઈ મહમ્મદ (સ) સંગ્રામ ભુમી જોવા લાગ્યો. ગજર્નાનાં મૃત શરીર, અને મુસલમાનોના છિન્ન ભિન્ન અંગોથી ખડકાયલુ રણક્ષેત્ર જોઈ, મહમ્મદ (સ) ની આંખમાં અશ્રુધારા વહેવા લાગી. એના લલાટ પર ક્રોધની રેખાઓ ઉદય પામી. એણે કહ્યુ, કે—"કુરેશ લોકોના શરીરના પણ ટુકડે ટુકડા કરી નાખો." પરંતુ બીજીજ ક્ષણે પોતાના ક્રોધને વશ કરી એણે કહ્યું,—"ધીરજથી અત્યાચાર સહન કરો, જેઓ સતામણી થયા છતાં વેર—બદલો લેવાની કોશિષ નથી કરતા તેમને ધન્ય છે." પુરાણા જમાનામાં સૌ દુશ્મનની લાશના ટુકડે ટુકડા કરી નાખતા, પરંતુ મહમ્મદે (સ) એ રિવાજને દૂર ફેંકી દીધો! મૃત શરીરોને સમાધિસ્થ-કબ્રનશિન કરી મહમ્મદ (સ) શીઘ્ર મેદાનમાં આવ્યો. એને ફોજ એકઠી કરી

કુરેશોની પાછળ કુચ કરી. અબુસોફીઆનની લડાઇમાં જીત તો થઇજ હતી, પરંતુ એના યોદ્ધાઓની ઘણી મોટી સંખ્યા કપાઇ ગઇ હતી. મુસલમાની ફોજની પાછી આવવાની ખબર સાંભળી એ સમજી ગયો, કે હજુ મહમ્મદ (સ) નું મૃત્યુ નથી થયું, પરંતુ બીજુ યુદ્ધ આપવા પોતાની શક્તિ ન જોઇ એ મક્કે ભાગી ગયો. રસ્તામાં મદીનાના બે મુસાફરો એને મળ્યા, તેમને એણે યમ શરણ પહોંચાડયા, અને મહમ્મદ (સ) ને કહાવ્યું, કે " તારા શિષ્યોનો વધ કરવા કુરેશો ટુંક વખતમાં પાછા આવશે.

ઓહદની ભયાનક લડાઇમા ૭૪ મુસલમાનો જાનથી માર્યા ગયા. એ મૃત સૈનિકોની સ્ત્રીઓને, તેમના આત્મીય અને ભાઇ બંધુઓએ આશ્રય આપ્યો, પરંતુ હિન્દ નામક એક બિચારી નિરાધાર સ્ત્રીનુ કોઈ સગુ ન હતુ. જ્યારે એને કશેથે આશરો ન મળ્યો, ત્યારે મહમ્મદ (સ) ને શરણે આવી. મહમ્મદે (સ) એની સાથે વિવાહ કરી એને પોતાના પરિવારમાં લીધી.

ઓહદની લડાઈમા પરાજીત થવાથી ચારે તરફ મહમ્મદ (સ) ના દુશ્મનોની સંખ્યા વધવા લાગી. અજતલ અને કરા નામક સ્થળના વતનીઓએ મુસલમાન બનવાની ઇચ્છા પ્રગટ કરી. મહમ્મદ (સ) ને ધર્મ-પ્રચારક મોકલવા વિનતિ કરી મહમ્મદે (સ) જે ઉપરથી ૭ પ્રચારકોને ત્યાં મોકલ્યા, બીજે દિવસે જ્યારે એ ૭ પ્રચારકો થાકથી શ્રમીત થઇ એક ઝરણા પર પાણી પી આરામ કરી રહ્યા હતા તેટલામાં કુરેશોના દુતોએ ચારને મારી નાખી બે જણને કુરેશોને હવાલે કરી દીધા આ બેને પણ મક્કાવાળાઓએ રીબાવી રીબાવી માર્યા. આ ઘટના બાદ કેટલાક દિવસ પછી નજદવાસીઓએ મહમ્મદ (સ) પાસે આવી કહ્યું કે—" અમે

લોકોએ મુસલમાન ધર્મ ગ્રહણ કરી લીધો છે, અમને ચારે તરફથી લોકો દુઃખ દઇ રહ્યા છે. જો તમે મદદ ન કરશો, તો અમે સર્વંશ નાશ પામીશું." એમની મદદના માટે મહમ્મદે (સ) સત્તર મુસલમાનો મોકલ્યા. મદિનાથી ચાર દિવસ જેટલા રસ્તા પર પહોંચતાંજ સાલેમવંશી યહુદીઓએ એમને મારી નાખ્યા. અમરૂ ફક્ત કોઇ પ્રકારે બચી મદીને પાછો ફર્યો. રસ્તામાં એણે બે યહુદીઓને દુશ્મન સમજી મારી નાખ્યા. અમીર-વંશી યહુદીઓએ પોતાનું લ્હેણું ચુકવવા માટે મહમ્મદ (સ) ને શિકાયત કરી. મહમ્મદે (સ) અમીર-વંશવાળાઓની ન્યાય વાત સ્વીકાર કરી લ્હેણાના (હજાનાં) રૂપીઆ મદીનાના સાધારણ તંત્રવાળાઓ પાસે વસૂલ કરવા શરૂ કર્યા. એક દિવસ જ્યારે મહમ્મદ (સ) અલી (ક) અબુબકર (ર) અને ઉમર એક નાજીર નામક યહુદી પાસે હજાનાંના રૂપીઆ વસુલ કરવા ગયા, ત્યારે રૂપીઆ આપવાની હા કહી, અંદરથી ખાવાપીવાની સુંદર ચીજો લાવી આપી, પરંતુ મહમ્મદ (સ) ને પ્રથમથી ખાતમી મળી ગઈ હતી, કે ખાદ્ય પદાર્થો ખાવા માટે જેવા એ લોક તૈયાર થઇ ઉઠશે, કે તરતજ એમના ઉપર તલવાર વરસાવવામાં આવશે પાછળ ફરી જુએ છે તો યહુદીઓને કપડામાં હથીઆર છુપાવી તૈયાર ઉભેલા દેખ્યા. મહમ્મદ (સ) અને એના સાથીઓને પીસી નાખવા માટે ઘરની છત પર એક મોટો પત્થર લટકી રહ્યો હતો દુશ્મનોની જીવલેણ તૈયારીઓ જોઈ મહમ્મદે (સ) ને જમ્યાનો ત્યાગ કર્યો. મુકામ પર જઇ મહમ્મદ (સ) નાજીરવંશી યહુદીઓને મુસલમાન બનવાનો યા તો શહેર છોડી જવાનો હુકમ ફરમાવ્યો નાજીર— યહુદીઓ કપટી અબદુલ્લા, અને અન્ય યહુદીઓની મદદ મળવાથી

મહમ્મદ (સ) ના હુકમને તૂચ્છ ગણવા લાગ્યા મુસલમાનોએ એમનાં ઘરો ઉપર ઘેરો ઘાલ્યો. પંદર પંદર દિવસ સુધી બીજી કોઇ સહાયતા યહુદીઓને ન મળી, અને આખરે મહમ્મદ (સ) ને તાબે થયા. મહમ્મદે (સ) સાફ સાફ કહ્યું,—“ મુસલમાન બનો અથવા મદીનાની રાજ્ય હદમાંથી બહાર નીકળો. ” નાજીર–વંશી યાહુદીઓ હથીઆરો વગેરે સર્વ વસ્તુઓ લઇ રસ્તે પડયા જતા જતા પોતાનાં ઘરોને આગ લગાવી ગયા. મક્કેથી નાસી આવેલાં મુસલમાનો અત્યાર સુધી મદિનાવાસીઓની દયા પર જીવતા હતા, એટલે પોતાના ઘરબાર તો કયાંથીજ હોય ? મહમ્મદે (સ) મદીના-વાસીઓને બોલાવી કહ્યું,—“ હું નાજીર–વંશી યહુદીઓની જમીન તમારા ગરીબ મુસલમાન ભાઇઓમાં વહેંચી નાખવા ચાહું છું, તમારી શી ઇચ્છા છે ? ” એમણે એકકે અવાજે કહ્યું,–“ યહુદીઓની જમીન અમારા ભાઇઓને આપી દો, અને અમે પણ અમારી સંપત્તિનો કેટલોક હિસ્સો એમને ખુશીથી અર્પીએ છીએ. ” મહમ્મદે (સ) તે સંપત્તિ સર્વ લોકોમાં વહેંચી આપી.

આ સમયે મહમ્મદે (સ) ઝેદે ત્યાગ કરેલી સ્ત્રી જયનબ સાથે વિવાહ કર્યો. આ વિવાહની ઘટનાથી કેટલાક લોકો મહમ્મદ (સ) પર દોષારોપણ કરે છે અને જે વિદેશી લેખકોએ મહમ્મદ (સ) નું જીવન-ચરિત્ર લખ્યું છે, તેમણે મહમ્મદ (સ) ને કામી અને વિષયાસક્ત સાબીત કર્યા છે. ઝેદ મહમ્મદ (સ) નો વિશ્વાસુ નોકર હતો, અને અનેક પ્રસંગો પર એણે મહમ્મદ (સ) ની જીંદગી બચાવી હતી. મહમ્મદ (સ) એને અતિ ચહાતા હતા, અને એથી તો એણે એના વિવાહ એક સારા કુટુંબની પરમ રૂપવતી સ્ત્રી સાથે કરાવી આપ્યા હતા. પરંતુ જયનબ જેમ

રૂપવતી અને ગુણવતી હતી તેમ આત્માભિમાનીનીયે હતી. એને જેમ સમજ પડતી ગઈ, તેમ તેમ પોતાને એક દાસ–ગુલામની સ્ત્રી સમજી ધિક્કારવા લાગી, અને અંતમાં પોતાને એક ગુલામ પત્નિપણામાંથી મુક્ત કરવા રાતદિન કલહ–કંકાસ કરવા લાગી. જૈદનો ગૃહસ્થાશ્રમ વિષ સમ થઇ ગયો! મહમ્મદે (સ) એકદા એ સ્ત્રીને જોઇને કહ્યું,—"ઇશ્વરને ધન્યવાદ છે, કે એણે તમને આટલી બધી અપૂર્વ સુંદરતા નવાજેશ કરી." અભિમાનીનો અહંકાર આથી અધિક વધ્યો, અને રાતદિન પોતાના પતિને આ વાત સંભળાવી દુઃખી કરવા લાગી. એયેની પૂર્ણ જીવનથી કંટાળી જૈદે પોતાની પત્નિનો ત્યાગ કરવા નિશ્ચય કર્યો, અને મહમ્મદ (સ) સમક્ષ પોતાનો વિચાર જાહેર કર્યો. મહમ્મદે (સ) પુછ્યું,–"જૈદ તારી પત્નિનો કેમ ત્યાગ કરી રહ્યો છે? શું એણે કોઇ અપરાધ કર્યો છે? જૈદે પ્રત્યુત્તર વાળ્યો,—"નહિ, હવે હું એની સાથે નથી રહી શકતો." મહમ્મદે (સ) કહ્યું,—'જાઓ ઘેર જાઓ, તમારી સ્ત્રીની રક્ષા કરો, ઇશ્વરથી ડરી એની સાથે સારો વ્યવહાર રાખો કારણ ઇશ્વરની આજ્ઞા છે, કે સ્ત્રીનું પાલન-રક્ષણ કરો, અને ઇશ્વરથી ડરો." જૈદ ઘેર ફર્યો, પરંતુ "તૂટી તેની નહિ બુટ્ટી." તૂટેલાં હૃદય એકત્ર નજ થયા! પત્નિ સાથે રહી શકવું અસંભવ સમજી એણે એનો ત્યાગ કર્યો. આ વાત સાંભળી મહમ્મદ (સ) ને દુઃખ થયું. આ ઘટનાના થોડા દિવસ પછી જયનબે મહમ્મદ (સ) ને કહાવ્યું, કે આ સમય હું નિરાધાર હોવાથી તમારૂં શરણું ઇચ્છું છું. આ જમાનામાં 'અનેક વિવાહ' એ પાપ નહોતું મનાતું. જેથી મહમ્મદે (સ) જયનબ સાથે લગ્ન કરી એને પોતાના પરિવારમાં સામેલ કરી.

મહમ્મદ (સ) ના દુશ્મનો ફરી એકત્ર થવા લાગ્યા. મદીના શહેરનો નાશ કરવા માટે જગ્યાએ જગ્યાએ ષડયંત્રની રચનાઓ ચાલવા લાગી! કુરેશ લોકોના દૂતો પહાડો અને મરૂભૂમી ઓળંગી નજીકના પ્રત્યેક સ્થળના નિવાસીઓને મુસલમાનો વિરૂદ્ધ લડાઇ માટે તૈયાર કરવા લાગ્યા. દુશ્મનીનો દાવ સાધવા માટે યહુદીઓ પણ રાતદિન લડાઇની તૈયારીઓ કરવા લાગ્યા. મરૂભૂમીના નિવાસી ઝુંડના ઝુંડ એકઠાં લઇ મદીનામા ઘૂસી આવી જે કંઇ મળતુ તે લૂંટી લઇ જવા લાગ્યા. તેમને અટકાવવા તથા શહેરની રક્ષા માટે મહમ્મદે (સ) ચાર તરફ ફોજ મોકલી. એક વખત તો મુસલમાનોની સેના હનાફા જાતિના સ્વામિ રાજા સુમામને કેદ કરી લાવી. સુમામ મહમ્મદ (સ) ની સજ્જનતા અને દયા જોઇ મોહિત થઇ ગયો અને હમેશને માટે એનો દાસ બની ગયો. આ હનાફા કોમ જે સુમામ દેશમા રહેતી હતી, ત્યાંથીજ મક્કે સર્વ હમેશની ખાવાપીવાની ચીજો જતી હતી. મક્કા-વાસીઓનુ જીવન એના પરજ નિર્ભર હતું. મહમ્મદ (સ) ના શિષ્ય બન્યાથી સુમામે મક્કાવાસીઓ સાથે વ્યાપાર બંધ કર્યો. ભૂખે મરતા મક્કાવાસીઓએ કેટલાયે પ્રકારની વિનતીઓ કરી પરંતુ સુમામ કોઇ રીતે રાજી ન થયો. અંતમા મક્કાવાસીઓએ મહમ્મદ (સ)ને વિનતી કરી! મહમ્મદે (સ) સુમામને આજ્ઞા આપી, કે મક્કામા ખાવાપીવાની ચીજો મોકલવી. આમ મહમ્મદ (સ) ની દયાથી મક્કાવાસીઓ ભૂખે મરતાં બચ્યાં. આમ છતાંયે કુરેશોનાં કઠોર હૃદય ન પીગળ્યા. એઓ તો મહમ્મદ (સ) ના નાશ માટે મહાભારત તૈયારીઓ કરવા લાગ્યા. મહમ્મદ (સ) ને હવે લાગ્યું, કે જો સર્વ શત્રુઓ એક થઇ જશે, તો એ એકલ બળી હરાવવું—

ઉખાડવું કઠીન થઈ પડશે. એથી એમને દબાવવા માટે મહમ્મદ (સ) મદીનામાંથી બહાર નીકળ્યો. લાલ સમુદ્રના કીનારે હારસ નામક એક રાજા લડાઇની તૈયારીઓ કરી રહ્યો હતો. મહમ્મદે (સ) એને પળમાં પરાજીત કર્યો, રાજા આ યુદ્ધમાં હણાયો–મૃત્યુ પામ્યો. મહમ્મદ (સ) બસો કેદી, પાંચસો બકરાં તથા એક હજાર ઉંટ લઇ મદીને પાછો ફર્યો. કેદી થએલાઓમાંના ઘણાએ મુસલમાની ધર્મ અંગીકાર કર્યો, અને બરા નામની એક સ્ત્રી મહમ્મદ (સ) ની પત્નિ થઇ રહી.

આ યુદ્ધ પશ્ચાત્ તરસના–જળના માર્યાં લોકો જળપાન કરવા એક ઝરણા નજીક ગયા. એક મકકાવાસી મુસલમાન પણ પાણી પીવાને ઉત્સુક જીવે દોડી રહ્યો હતો, એવામાં એક ખાજર-રાજને એનો ધક્કો વાગ્યો. આ અવિનયનો બદલો લેવાને મદીના-વાસી ખાજરાજે તે મુસલમાનનું ખુન કર્યું ! પરંતુ મહમ્મદે (સ) તકરારી મામલાને ગંભીર સ્થિતી પર જતાં અટકાવ્યો. કપટી અબદુલ્લા લોકોને ભડકાવવાની કોઇ પણ તક હાથથી જવા નહોતો દેતો. એ સમયે એણે સર્વને કહ્યું,—" જુઓ, તમે મકકાથી કાઢી મુકાયલા–હડધુત થએલા–આ ભ્રષ્ટાચારીને પોતાને ત્યાં રાખી, સર્વ તરેહથી આરામ આપ્યો, પરંતુ તે હજુ તમારૂં પણ અપમાન કરી રહ્યો છે. તમારા પોતાનાજ ઘરમાં રહી એ તમારો માલીક થઇ બેઠો છે. ઇશ્વરના–ખુદાના નામ પર સોગન લઇ કહું છું, કે હું મદીને જઇ બતાવી આપીશ, કે એ કુરેશો મોટા છે કે હમે ?

અબદુલ્લા પ્રથમથીજ મહમ્મદ (સ) ના ખીલાફ લોકોને ઉશ્કેર્યા કરતો હતો. આ વખતે એણે મદીના–વાસીઓમાં એક

નવા પ્રકારની આગ સળગાવી. આમ મહમ્મદે (સ) વિગ્રહનાં ચિન્હ નજીક જોઈ સર્વ સૈન્યને મદીને પાછા ફરવાની આજ્ઞા આપી.

મહમ્મદ (સ) ની સાથે રિવાજ મુજબ યુદ્ધમાં એની એકાદ પત્નિ તો જતીજ હતી. આ વખતના યુદ્ધમાં એની સાથે આયશા (ર) ગઈ હતી આયશા (ર) ઉંટ પર રખાયલી પાલખીમાં બેસી મદીને પાછી ફરી રહી હતી. ખુદ એની સાથે એક નોકર પણ હતો. એક દિવસ રાત વિતતાં પહેલાંજ ફોજ રવાના થઇ. આયશા (ર) એ નોકરને પાલખી પોતાના તંબુની પાસે રાખવા કહ્યું, પાલખી નજીક આયશા (ર) જુએ છે, કે એનો હાર તંબુમાં રહી ગયો છે. આયશા (ર) હાર લેવા પાછી તંબુમાં ગઈ, નોકર સમજ્યો, કે આયશા (ર) પાલખીમાં બેસી ગઇ ચૂકી છે, એથી એણે તો પાલખી લઇ ચાલવા માંડયું. આયશા (ર) એ પાછા ફરી જોયું, તો ઉંટ પણ ન મળે, તેમ ફોજ પણ કુચ કરી ગઈ છે. પોતાના શરીર પર શ્વેત વસ્ત્ર આચ્છાદન કરી આયશા (ર) ત્યાંજ બેસી રહી. એણે માન્યુ, કે પાલખીમાં તપાસ કરતાં મને ન જોશે, એટલે કોઈને કોઇ પણ પાછું આવશે બે પ્રહર પછી એક સ્થળ પર સર્વ મંડળી આરામ માટે થોભી. નોકરે ઉંટને બેસાડયા, પછી જોયુ, તો આયશા (ર) પાલખીમાં નથી. અફ્‌વાન નામક એક વિર મુસલમાન યુવક ફોજની પાછળ પહેરો રાખવાના કામમાં નીયત થયો હતો. આયશા (ર) એની નજરે પડી હતી. એણે આયશા (ર) ને નમ્રતાપૂર્વક પોતાના ઉંટ પર બેસાડી લીધી, અને પોતાના ઉંટને પૂરપાટ દોડાવતો દોડાવતો આયશા (ર) ના નોકર પાસે આવી પહોંચ્યો. મદીને પહોંચતા અબદુલ્લાએ આયશા (ર) ના નામની ઘણી ખરાબ વાતો લોકોમાં ઉરાડી.

આયશા (ર) બિચારી આ બુરા કલંકથી રાતદિન દુઃખ પામી રૂદન કરવા લાગી. આ વિષયમાં હવે શું કરવું તે મહમ્મદ (સ) ને કઠીન થઇ પડ્યુ. મહમ્મદે (સ) અલી (ક) ની સલાહ લીધી, અલી (ક) એ કહ્યું,—"તમે આવી ખોટી વાત માટે ચિંતા ન કરો, સંસારમાં, શી ખબર, એવા અભાગી પુરૂષો કેટલાયે હશે!" પરંતુ આ ખુલાસાથી મહમ્મદ (સ) ને સંતોષ ન થયો. એણે તો આયશા (ર) ને એક મહિના માટે જુદી રાખી, અને અંતમાં નોકરના કહેવાથી આયશા (ર) ને નિર્મળ-ચરિત્રા તરીકે સ્વીકારી. પણ આયશા (ર) ને એ વાત ભુસાતી ન હતી, કે અલી (ક) એ એના ચરિત્ર પર સંદેહ કર્યો હતો. આ આગની મારી આયશા (ર) અલી (ક) ના નાશની પેરવી કરવા લાગી. આયશા (ર) ના દુશ્ચારિત્રની વાત ઉડાવ્યા પછી અબ્દુલ્લા મહમ્મદ (સ) પાસે કદી આવ્યો ન હતો, પરંતુ મહમ્મદે (સ) એને બોલાવી પૂછ્યુ, કે તું આયશા (ર) ના ચારિત્ર્ય પર કલંક કેમ લગાવી રહ્યો છે? મક્કા અને મદિનાવાસીઓમાં તું ક્રોધની આગ કેમ સળગાવે છે! અને યુદ્ધ સમયે તું દુશ્મની કેમ દર્શાવે છે? અબ્દુલ્લાએ બધી વાતનો ઇન્કાર કર્યો, પરંતુ બધા જાણતાજ હતા, કે અબ્દુલ્લાજ અપરાધી છે. એના ઇષ્ટ મિત્રોએ એને મહમ્મદ (સ) પાસે ક્ષમા યાચના કરવા વારંવાર કહ્યું, પરંતુ ક્ષમા યાચનાથી પોતાનામાં નાનમ આવે એમ એ માનતો હતો

ઓહદના યુદ્ધને અત્યારે એક વર્ષ પૂરૂ થઇ ગયું હતું. અબુસોફીઆને અરબસ્તાનની જુદી જુદી જાતીઓને એક જુમલે કરી પોતાના સૈન્યની દશ હજારની સંખ્યા કરી આ દશ હજાર સૈનિકોની સેના લઇ એ મદિના પર ચઢાઇ કરવા નીકળી પડ્યો.

અબુસોફીઆનના આગમનના સમાચાર સાંભળી મહમ્મદ (સ) મદિનાની રક્ષા કરવાના કામમાં પ્રવૃત્ત થઇ ગયો. એક ઇશ્વરના નામનોજ પ્રચાર કરવાનો જેનો ઉદ્દેશ હતો, તે મહમ્મદ (સ) આજે પોતાનો સંપૂર્ણ સમય આત્મરક્ષા અર્થે સંગ્રામની તૈયારી કરવામાં વીતાવવા લાગ્યો. ઇરાન નિવાસી સુલેમાન નામક એક વ્યક્તિ કે જેણે મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો હતો, તેણે જે બાજુથી દુશ્મનોનો હલ્લો આવવાનો હતો, ત્યાં ખાઇ ખોદવી શરૂ કરી દીધી. આરબ લોકો લડાઇ સમયે ખાઇ ખોદવાની ક્રિયા પ્રથમજ આ પુરૂષ પાસે શીખ્યા. ખાઇ ખોદાઇ તૈયાર થઇ એટલામા દુશ્મનો નજીક આવી પહોંચ્યા. મહમ્મદ (સ) ત્રણ હજાર સૈનિકોની સેના લઇ ખાઇ પાસે ખડો થયો. ખાઇ ઓળગી ન શકવાની બીકને લીધે દુશ્મનોએ કેટલા દિવસ સુધી તો દૂરથીજ તીરોનો વરસાદ વરસાવ્યો. એક દિવસ મક્કા નિવાસીઓએ મદિનાવાસીઓને ખાઇ ઓળંગી મલ્લ-યુદ્ધ કરવા બોલાવ્યા. મદીનાની આઉસ જાતિનો સ્વામિ સાદ તથા અલી (ક) અને એક મુસલમાન વીર તેમની સાથે લડયા. બને પક્ષના કેટલાંક આદમીઓ ઘાયલ થયા. સાદ પણ ઘાયલ થયો, પરંતુ અંતમાં કુરેશ પહેલવાન નાશી ગયો.

શત્રુઓએ ખાઇ ઓળંગવાનાયે પ્રયત્નોમાં બાકી નહોતી રાખી. ખાઇ ઓળંગતાં ઓળંગતા તો એક નૌફલ નામનો મૂર્તિ-પૂજક ઘોડા પરથી પડી મરી ગયો, છતાંયે કેટલાક મક્કા નિવાસીઓ હીંમત કરી, ખાઇ ઓળંગી સામી બાજુએ આવવા લાગ્યા, પણ મુસલમાનોએ એ બધાને તલવારનો સ્વાદ ચખાડી યમ શરણ કર્યા.

એટલામાં મહમ્મદ (સ) ને ખબર મળ્યા, કે કુરૈજા

નામની યાહુદી જાતિ જેણે પહેલાં મહમ્મદ (સ) સાથે સુલેહના કરાર કર્યા હતા, તે સર્વ દુશ્મનને મળી ગયાં છે. મહમ્મદે (સ) તેમની પાસે દુત મોકલી સંધીની શરતોની યાદ અપાવી, પરંતુ તેમણે જવાબ આપ્યો, કે હમારે મહમ્મદ (સ) સાથે કોઇ જાતની સંધિ યા સમજુતી થઇજ નથી. આ વિશ્વાસઘાતથી મુસલમાનો ચમકયા ! કુરૈજા યાહુદીઓ મદીનાના સર્વ રસ્તા અને વાતો જાણતાં હતાં. આથી ઇશ્વર ભકત મુસલમાનોની ચિંતામાં વધુ વૃદ્ધી થઇ, આથી મહમદે (સ) દુશ્મનોમાં અંદર અંદર ઝઘડો જમાવવા માટે દુત મોકલ્યા. ગુપ્ત દુતો એક જાતિને અન્ય જાતિ વિરૂદ્ધ લઢાવવાને કોશીષ કરવા લાગ્યા. આજુબાજુ ખાઇ હોવાના કારણે મકકા નિવાસીઓ હુમલો ન કરી શકયા, લૂંટ પણ કાંઇ હાથ ન આવી. આમ લાગલાગટ વીસ દિવસ પડી રહી એ લોક જલદી પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યા. આ અરસામાં એક રાત્રિએ મધ્યરાત્રીના સુમારે પવન બહુજ જોરથી ફુંકાઇ ઉઠયો. મકકાવાળાઓનાં કપડાં લત્તાં તથા તંબુઓ ઉડી ગયાં. સાથે સાથે મહમ્મદે (સ) હુમલો પણ કરી નાખ્યો સર્વ કોઇ જ્યાં ફાવ્યું ત્યા નાસવા-ભાગવા લાગ્યા. સવાર પડતાં દેખાયું, કે સર્વ મકકાવાળાઓ નાસી ગયા છે, અને પેલા વિશ્વાસઘાતી યહુદીઓ એક બાજુ પડયા છે. મુસલમાનોએ તેમને ઘેરી લીધા, પચીસ દિવસના ઘેરાને અંતે તેઓ પણ શરણે આવ્યા મહમ્મદે (સ) એ લોકનો ન્યાય કરવાનો ભાર સાદ પર નાખ્યો સાદ એમનો મિત્ર હતો, એણે તો પ્રસન્નતાથી સ્વીકાર કર્યો, પરંતુ વારંવાર યહુદીઓનો વિશ્વાસઘાત જોઇ સાદ એ લોક પર ખીજવાઇ રહ્યો હતો. સાદે ફેસલો આપ્યો. કે તમામ યાહુદીઓની કતલ કરવામાં આવે અને

આરતો મુસલમાન બની જાય. રિહાના નામક એક સ્ત્રી મહમ્મદ (સ) ના ધર્મમાં દાખલ થઇ, અને એની ધર્મપત્નિ બની.

આજે મહમ્મદ (સ) ને મક્કા છોડી મદિના આવ્યાને છ વર્ષ પુરાં થયાં છે. મક્કાવાસી મુસલમાનો પોતાની જન્મભુમીનાં દર્શન કરવા માટે તલસવા લાગ્યા. જે કાબા મંદિરમાં એ લોક શિશુ વયમાં રમ્યા કુદ્યા હતા. જે સ્થળ અખિલ આરબ જાતિનું પવિત્ર અને પૂજ્ય સ્થાન હતું, તેનાં દર્શન એમણે છ વર્ષ સુધી કર્યાંજ ન હતાં. આ વિચાર આવતાંજ સર્વ મુસલમાનો 'જનની જન્મભૂમી સ્વર્ગાદપિ ગરિયસી' ના દર્શન કરવા આતુર થઈ રહ્યાં. જન્મભુમીનાં દર્શન કરવાનો સ્વયં મહમ્મદે (સ) પણ આગ્રહ કર્યો. પવિત્ર માસ આવતાંજ યાત્રીઓ મક્કે જવા લાગ્યા. છસો મુસલમાનોએ પણ હથીયાર છોડી મક્કાની યાત્રા શરૂ કરી આ ખબર સાંભળી કુરેશોએ મુસલમાનોને અટકાવવાને ફોજ મોકલી, ફોજે મુસલમાનોને રોક્યા. મહમ્મદે (સ) એમની પાસે દુત મોકલ્યો પરંતુ દુત કેદ પકડાયો—અને છુટી આવ્યો. કુરેશોએ મહમ્મદ (સ) ના રસાલાને ઘેરો ઘાલ્યો! જો મુસલમાનો તંબુની બહાર નીકળે તો તેમની જીંદગીનો અંતજ નિશ્ચિત થઇ ચૂક્યો હતો એક દિવસ મહમ્મદ (સ) તીર અને પત્થરથી ઘાયલ થયા. મહમ્મદ (સ) ના પવિત્ર માસમાં યુદ્ધ કરવાની ઇચ્છા ન હતી, એને તો શાન્તિથી મક્કા દર્શન કરી આવી મદીને પાછા આવવાની ઇચ્છા હતી. પોતાનો વિચાર જાહેર કરવા મહમ્મદે (સ) ઉસમાનને મક્કે મોકલ્યો પણ બહુ દીન વીતી ગયા તોયે ઉસમાન પાછો આવ્યો ન દેખાયો. તરતજ મુસલમાનોના આખા જુથે મહમ્મદ (સ) ની ચોમેર એકઠા થઇ પ્રતિજ્ઞા કરી, કે ઉસમાનના ખુનનો બદલો

લીધા વિના વેર પાછા નહિ ફરીશું. એટલામાં ઉસ્માન આવી પહોંચ્યો, એણે કહ્યું, કુરેશો કોઇ રીતે પણ મને મક્કામાં પ્રવેશ કરવાની રજા નથી આપતા મહમ્મદે (સ) કહ્યું, કે જેમની સાથે રક્તના સંબંધથી જોડાયા છીએ તેઓ પણ આજે કેવી શત્રુતા સાધી રહ્યા છે ? પણ એણે તો પ્રતિજ્ઞા કરી, ગમે તેમ થાય તોપણ એ દુશ્મની મારે દૂર કરવીજ જેનો જીવનનો ઉદ્દેશ ઇશ્વરના મહિમાનો પ્રચાર કરવાનો હતો, એને એક સામટો રણ-ક્ષેત્રનો કોલાહલ કયાંથી પસંદ પડે ? એણે શાંતિના ભિખારી થઇ કુરેશો સાથે સંધિની ભિક્ષા–યાચના કરી. બહુજ વાટાઘાટ–તર્ક વીતર્ક પછી દશ વર્ષને માટે સુલેહ થઇ. સુલેહ નામા પર લખ-વામાં આવ્યું કે—“ આજથી દશ વર્ષ સુધી મુસલમાન અને કુરેશો યુદ્ધ નહિ કરશે કોઇ પોતાના કુટંબીઓની મરજી વિરૂદ્ધ મુસલમાન બનવા ઇચ્છે, તો તેને મૂર્તિપૂજકોના હાથમાં સોંપી દેવા, પણ જો કોઇ મુસલમાન મક્કા નિવાસીઓના ધર્મમાં મળી જશે તો તેને મુસલમાનોને હવાલે સોંપવામાં નહિ આવશે, કુરેશ અને મુસલમાનો સાથે દરેક જાતી પોતાની મિત્રતા કરી શકશે. મુસલમાનો આ સાલ મક્કે ન આવતાં પાછા ચાલી જાય, પરંતુ બીજે વરસે આવે. આવતી સાલના ત્રણ દિવસ એમને મક્કા–નિવાસ કરવા દેવો. ” આ સંધિ અનુસાર મહમ્મદ (સ) મક્કેથી પાછો ફર્યો. અને જેમણે પોતાના સ્વજનોની મરજી વિરૂદ્ધ મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો હતો, તેમને પોતાના સ્વજનોને પાછા સોંપી દીધા. કુરેશો મહમ્મદ (સ) ની સત્યતાથી ચમકી ઉઠયાં. કુરેશોના દૂતે મક્કે પાછા જઇ કહ્યું,—' મેં ઇરાનના પબળ પ્રતાપી સમ્રાટનો દરબાર જોયો, અને કુસ્તુન્તુનિઆના ક્ષમતાશાળી સમ્રાટનો

અતુલ વૈભવ જોયો છે, પરંતુ મહમ્મદ (સ) ના શિષ્યો મહમ્મદ (સ) પ્રત્યે જેટલો પ્યાર રાખે છે, એટલી શ્રદ્ધા અને ભક્તિ કોઇ સમ્રાટને મળતી મેં નથી જોઇ. ”

સુલેહ થવાથી મહમ્મદ (સ) ધર્મ પ્રચાર કરવા લાગ્યો. એને મક્કાનો ત્યાગ કરે છ વર્ષ પૂર્ણ થઇ ગયાં, પરંતુ એ જીવનનું વ્રત પુર્ણ એક દિવસ પણ હજુ નથી કરી શક્યો. આવો મોનેરી યોગ જોઇ એણે ચારે દિશાઓમાં દૂતો મોકલ્યા. એક દુત ઇરાનના રાજા ખુશરોની પાસે પત્ર લઇ ગયો. એ પત્રમાં મહમ્મદે (સ) એને મૂર્તિપુજા છોડી મુસલમાન ધર્મ ગ્રહણ કરવાનું નિમંત્રણ મોકલ્યું હતું. ખુશરોએ રોમના પાદશાહને હરાવી પેલેસ્ટાઇન, આર્મીનીઆ આદી પ્રદેશો જીતી લીધા હતા. એનું રાજ્ય મિસર અને કાર્થેજ સુધી પહોંચ્યું હતું. ધનના મદમાં છકી જઇ એ દુનીઆને તૂચ્છ સમજવા લાગ્યો આવી અવસ્થામાં એ હતો, એટલામાં મહમ્મદ (સ) નો પત્ર એને હાથ ગયો. દુભાષીઓ પત્ર ફોડી વાંચવા લાગ્યો,—“ પરમ કૃપાળુ પરમેશ્વરના નામ પર અબ્દુલ્લાનો પુત્ર, ઇશ્વર ધર્મનો પ્રચારક મહમ્મદ (સ) ઇરાન સમ્રાટ ખુશરૂને... .....” આટલો પત્ર વાંચતાંજ ખુશરો ગરજી ઉઠ્યો,—“ શું આ મારો એક દાસ માગ કરતાં પોતાનું નામ પહેલુ મુકે છે ” એમ કહેતાંજ એણે પત્ર ફાડી નાખ્યો, અને યમનના સુબેદાર પર હુકમ મોકલ્યો, કે “ મારા સાંભળવામાં આવ્યું છે કે મદિનામા એક મહમ્મદ (સ) નામક પાગલ નિવાસ કરે છે, તેને પોતાને ઇશ્વરનો દુત કહેવડાવવાનો રોગ લાગુ પડ્યો છે એનું પાગલપણું જલદી દુર કરી નાખો, અને એ દુરસ્ત ન હોય, તો એનુ મસ્તક કાપીને મોકલી આપો. ”

પૃથ્વીના અભિમાની સમ્રાટોએ ધર્મ પ્રચારકોને સદા સર્વદા આવી રીતે તૂચ્છ સમજી કાઢયા છે, પરંતુ ઇતિહાસ સાક્ષી પુરે છે, કે અંતમાં જીત કોની થઈ ? ધર્મ પ્રચારકોનીજ. કોણ નથી કહેતું, કે રૂષિમુનીઓની પાસે સીકંદરશાહ જેવો બાદશાહ પણ નમી પડયો હતો !

ખુશરોએ અભિમાનમાં મહમ્મદ (સ) ને એક તૂચ્છ તરીકે લેખ્યો, પરંતુ શીઘ્ર ખુશરોના પુત્રનું શીર મહમ્મદ (સ) ના ચરણોમાં ઝુક્યું, અને એ રાજ્યમા મુસલમાની ધર્મનો વિજય–વાવટો ફરક્યો. દુતે પાછા ફરી પત્ર ફાડવાની ઘટના મહમ્મદ (સ) ને અથેતિ કહી. મહમ્મદે (સ) કહ્યું,—" એ પત્રની માફકજ પરમાત્મા એના રાજ્યને ફાડી નાખશે. " યમન સરદારે મહમ્મદ (સ) ને ગીરફતાર કરવા માટે બે દુત મોકલ્યા. દુતો સુંદર દેખાવ ધારી કપડાં પહેરી ઘણી સાવચેતીથી નીકળી પડયા. રસ્તામાં એમને અબુસોફીઆનના ઉંટનો ભેટો થયો. અબુસોફીઆને અત્યાનંદથી કહ્યું, ' આ વખતે સમ્રાટ ખુશરો ઘણોજ સારો પાઠ શીખવશે. " દુતો મદિને પહોંચી મહમ્મદ (સ) ના મુકામ પર ગયા. ત્યાં જઈ તેમણે મહમ્મદ (સ) ને કહ્યું.—" તમે પ્રબળ પ્રતાપી સમ્રાટ ખુશરોનુ અપમાન કર્યું છે, એથી યમન સુબેદારે તમને ગીરફતાર કરવાની પરવાનગી આપી છે. પરમાત્મામાં લીન થઇ મહમ્મદે (સ) કહ્યું,—' તમે તમારા સ્વામિ પાસે જઈને કહો કે એમદમ એક માત્ર પરમાત્માના શરણમાં આવે. અરબ દેશમાં એક ભારે તોફાન ઉત્પન્ન થનાર છે, જેમાં ઊદ્ધત, ગર્વિષ્ટ સમ્રાટ ધુળમા રગદોળાઇ જશે. " મહમ્મદ (સ) ની દીનતા, તેજ, ઉત્સાહ અને ઉત્સાહ જોઇ દુત આશ્ચર્ય ચકિત થયા યમન દુતે

પાછા ફરી સુબેદારને કહ્યું, કે મહમ્મદ (સ) ને કેદ કરવાની તાકાદ કોઈનામાં નથી. હમે ઇરાનનો દરબાર જોયો છે, રોમન સમ્રાટનો દરબાર પણ જોયો છે, પરંતુ મહમ્મદ (સ) ની ઝુંપડીમાં જે કાંઇ હમે જોયું, તે હમે કોઈ સ્થળે નથી જોયું. ઇરાન અને રોમના બાદશાહોની રક્ષા એમના હથીયારબંધ સિપાઈ કરે છે, પરંતુ મહમ્મદ (સ) ના રક્ષક તો ફકત એના પ્રેમી ભકતજનોજ છે. જ્યાંસુધી મહમ્મદ (સ) ના એક પણ ભકતના ધડ પર શીર છે, ત્યાંસુધી મહમ્મદ (સ) તરફ એક આંગળી સરખીયે કોઇ ઉંચી કરી શકે તેમ નથી. એ દિનહીન ફકીરના વેશમાં રહે છે, એજ વેશમાં એ મદીનાવાસીઓને ઘેર ઘેર ફરી જેમને ખાવાને અન્ન નથી મળતુ તેમને માટે અન્ન આણી આપે છે, દુઃખી મનુષ્યોને ધીરજ આપે છે. રોગી મનુષ્યોની સરભરા કરે છે. જેઓ ઇશ્વરને માટે વ્યાકુળ હોય છે, તેમનામાં ઇશ્વર પ્રતિ શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. સ્વયં ભુખ વેઠી અન્યને પોતાનુ ભોજન આપી દે છે. પોતે ફાટેલાં કપડા પહેરી બીજાને વસ્ત્ર દાન કરે છે, એવા મહા પુરૂષને કેદ કરી શકવાની કોઇનામાં હિંમત નથી. જે વખતે દુતો યમનને આ વાત કરી રહ્યા હતા, એટલામાં સમાચાર આવ્યા, કે ઇરાન સમ્રાટ ખુશરો મારો ગયો છે

મહમ્મદ (સ) નો એક બીજો શિષ્ય કુસ્તુન્તુનિયાના સમ્રાટ હરકલની પાસે પત્ર લઇ ગયો. એ ઇસાઇધર્મ પાળતો હતો, અને સમ્રાટ ખુશરોને હાથે પરાજીત થવાથી દુઃખાગાર અનુભવી રહ્યો હતો. તેણ અતિ આદરથી મહમ્મદ (સ) નો પત્ર સ્વીકાર્યો, અને દુતને મુલ્યવાન ભેટ આપી વિદાય કર્યો. એક અન્ય દુતને મીસરના રાજા પાસે મોકલવામાં આવ્યો હતો એણે પણ આદર અતિ

પત્ર ગ્રહણ કર્યો, અને દુતને વિદાય કરતી વખતે જવાબ લખી આપ્યો, કે—" ધર્મ અતિ મૂલ્યવાન વસ્તુ છે. સંસારમાં કયો ધર્મ સાચો છે, એનો નિર્ણય કરવો એ ઘણીજ કઠીન વાત છે." એક બીજા દુતને ઇસાઈ સુબેદાર પાસે મોકલવામાં આવ્યો હતો. ઈસાઇ સુબેદારે મુસલમાન દુતનું અપમાન કર્યું, અને એક જણે તેનું ખૂન કરી નાખ્યું. આ વિશ્વાસઘાતથી ઇસાઇઓ અને મુસલમાનોમાં લડાઇનાં બીજ રોપાયાં.

યહુદીઓએ વારંવાર મહમ્મદ (સ) સાથે દુશ્મની દાખવી, અને આખરે તેનાં ફળ ભોગવ્યાં, પરંતુ વૈર ઓછાં ન થયાં. મદિનામાંથી યહુદીઓને કાઢી મુકવામાં આવ્યા હતા, પરંતુ એ સઘળા ખૈબર નામના પહાડમાં જઇ વસ્યા. એમણે મરૂભૂમીની બદામી–બેદૂઇન–જાતીઓ સાથે ષડયંત્ર રચી મહમ્મદ (સ) ને હલકા પાડવાના પ્રયત્ન કરવા લાગ્યા. આ ખબર મળતાંજ મહમ્મદે (સ) ચૌદસો મુસલમાન વીરોને લઇ ખૈબર કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને યહુદીઓને આત્મ સમર્પણ કરવા આમંત્રણ કર્યું, ને મુસલમાની ફોજે કિલ્લા પર કિલ્લા જીતવા શરૂ કર્યા અંતમાં મુસલમાનોએ પહાડના શીખર પરના અલકમુસ નામના કિલ્લાનેયે ઘેરો ઘાલ્યો. કેટલાક દિવસોના હુમલા પછી દિવાલ તૂટી, ઉમર, અબુબકર (ર) આદિ વીરોએ કિલ્લામા પ્રવેશવાની કોશિષ કરી, પરંતુ તે સફળ ન થઇ. આખરે અલી (ક) મહાન પ્રતિજ્ઞા લઇ કિલ્લામાં પ્રવેશ્યો. કિલ્લા ને સુબેદારને તલવારના ઘાથી યમ શરણ કરી. અલી (ક) એ મુસલમાન લશ્કરની વિજય–પતાકા કિલ્લા પર રોપી. જય ઘોષ કરતી મુસલમાની સેના કિલ્લાની અંદર કુદી પડી. અતિ ખુનખાર જંગ જામ્યો, અને તરફ શબના ડુંગરો ખડકાયા.

એક પછી એક વીરો પડવા લાગ્યા. એવામાં એક શત્રુએ આવી અલી (ક) ના હાથમાંથી ઢાલ ઝુંટવી લીધી સ્વરક્ષણ માટે અલી (ક) એ એક ઘરનું બારણું ઢાલની જગાએ રાખી કામમાં લીધું. ખુનખાર જંગને અંતે મુસલમાનોનો વિજય થયો. લડાઇમા મુસલમાનો ઘણાજ થાકી ગયા હતા અને આમતેમ ખાવાની ચીજો શોધી રહ્યા હતા. એટલામા એક યહુદી સ્ત્રીએ તેમને ભોજન માટે આમંત્રણ આપ્યુ. મહમ્મદ (સ) અને એના શિષ્યો ભોજન ખાવા બેઠા, યહુદી સ્ત્રીએ ઝહર–મિશ્રિત ખોરાક તેમની સામે ખાવાને પીરસ્યો. બશર નામનો એક મુસલમાન પ્રથમ ગ્રાસ ખાતાજ આંકડી ખાઇ ભોંય પર પડયો. મહમ્મદે (સ) પણ એક ગ્રાસ મુખમાં નાખ્યો. પરતુ સહેજ કડવો લાગવાથી બહાર કાઢી નાખ્યો. પરંતુ ઝેર એટલુ કાતીલ હતું, કે મહમ્મદ (સ) ના પેટમાં એક કણ જવાથી મૃતઃપ્રાય થઇ પડયો મહમ્મદ (સ) બચી તો શકયો, પરંતુ જીદગી સુધી આ ઝેરની જવાળાથી એ વ્યાકુળજ રહેતો મુસલમાનોએ તે સ્ત્રીને કેદ પકડી. તે સ્ત્રીએ હિંમતથી કહ્યું—“ તમે હમારા જાતીબાંધવોનો નાશ કર્યો છે, એથી તમારો નાશ કરવાને મેં તમારા ભોજનમાં ઝેર મિશ્રણ કર્યું હતું. મહમ્મદે (સ) તે સ્ત્રીનો અપરાધ ક્ષમા કર્યો, અને જીતાયલા યહુદીઓ પર કર નક્કી કરી એ મદીને પાછો ફર્યો.

મેરીઆ નામની એક ખ્રિસ્તીન સ્ત્રી મહમ્મદ (સ) ને શરણે આવી. એને મુસલમાન ધર્મ ગ્રહણ કરાવી મહમ્મદે (સ) તેની સાથે લગ્ન કર્યું. જે મુસલમાનોએ આબીસીનીઆ રાજ્યમાં પ્રથમ આશ્રય લીધો હતો, તેઓ હવે મદીને પાછા ફર્યા અબુસો-ફીઆની કન્યા અને હબીબાની સ્ત્રી પણ તેમા હતી. હબીબાની

મા અત્યારે વિધવા હતી, મહમ્મદે (સ) વિચાર્યું, કે જો એની સાથે લગ્ન ગ્રંથીથી જોડાઈશ, તો એના સર્વથી મોટા શત્રુ અબુસોફી-આનના હૃદયમાં પણ કાંઈક દયા ઉત્પન્ન થશે, એવી આશાથી મહમ્મદે (સ) એની સાથે લગ્ન કર્યું.

એક વર્ષ આમ વીતી ગયું, સંધિ અનુસાર મહમ્મદે (સ) મક્કાની યાત્રા કરી. બહુ દિવસો પછી પોતાની જન્મભૂમીનાં દર્શન કરવાથી મુસલમાનોના આનંદની પરિસીમા ન રહી. મહમ્મદે (સ) સર્વની સાથે સજ્જનતા, નમ્રતા, અને દયાથી વર્તાવ રાખ્યો. એનો જ્વલંત વિશ્વાસ, અને શ્રદ્ધા જોઇ દુશ્મનો-માંથીયે કેટલાકે મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો. વીર ખાલીદ, જેની સામે લડતાં ઓહદના યુદ્ધમાં મુસલમાનો ભાગી ગયા હતા, તે અને કવિ અમરૂ, કે જેણે મુસલમાની ધર્મની હાંસી કરનારાં ગીતો અખીલ અરબ-પ્રદેશમાં પ્રસિદ્ધ કર્યાં હતાં, તે બને પણ મુસલમાન થઈ ગયા. ખાલિદના કહેવાથી મહમ્મદે (સ) તેની કાકી સાથે વિવાહ કર્યો. મુસલમાનો ફક્ત ત્રણ દિવસ મક્કે રહ્યા, એટલામાંજ ઘણાઓએ મુસલમાન ધર્મ ગ્રહણ કર્યો. ચોથે દિવસે મહમ્મદ (સ) મક્કા-નિવાસીઓને ભોજન આપી પ્રિતિ કરવા ઇચ્છતો હતો. પરંતુ કુરેશ લોકોએ એક દિવસ પણ વધુ મક્કામાં રહેવા ન દીધો.

બસરાના સુબેદારે મહમ્મદ (સ) ના મુસલમાન દૂતના પ્રાણ લીધા હતા. એ ઘટના તો મહમ્મદ (સ) એક દિવસ પણ ભુલ્યો નહિ. બસરાનો પ્રતિનિધી રોમ સમ્રાટનો પ્રતિનિધી હતો. મહમ્મદે (સ) પ્રથમ રોમ સમ્રાટ હરકલને લખ્યું, કે બસરાના સુબેદારને આ નીચ કૃત્ય માટે શિક્ષા કરો. પરંતુ મહમ્મદ (સ) ની

વાત ઉપર તેણે કંઇ પણ ધ્યાન ન આપ્યું. અંતમાં બસરાના સૂબેદારને શિક્ષા કરવા માટે ત્રણ હજાર સૈનિકોની ફોજ મહમ્મદે (સ) મોકલી. અને એમને હુકમ આપી દીધો, કે "આદમીઓને જાનથી ન મારશો, બાળકો, અશક્ત અને સ્ત્રીઓ ઉપર દયા રાખજો, પ્રજાનો અને ખાવાપીવાની ચીજો, તથા ફળ ફુલવાળા વૃક્ષોનો નાશ ન કરશો."

સીરીઆ પ્રદેશના મૌતા નામના સ્થળ પર બંને દુશ્મન દળો-લશ્કરોનો ભેટો થયો. સંગ્રામ જામ્યો, મુસલમાનોએ ભીમ ગર્જનાથી દુશ્મનો પર હુમલો કર્યો, મુસલમાન સેનાપતિ જૈદ હણાયો જૈદના પડવા સાથેજ અલી (ક) ના કનિષ્ઠ ભાઇ જાફરે વીર-હુંકારની સાથે લશ્કરનો ઝુંડો સભાળી લીધો. જાફરનો પરાજય કરવા માટે દુશ્મન ફોજ ચારે તરફથી ઘેરા નાખી હલ્લો કરવા લાગી. જાફરનો વામ-ડાબો હસ્ત કપાઇ ગયો, તરતજ જમણે હાથે નિશાન-ઝુંડો લઇ પોતાના લશ્કરને ઉત્સાહિત કરવા લાગ્યો થોડા વખતમાં દુશ્મનોના પ્રહારથી એનો જમણો હાથ પણ કપાઇ ગયો. જાફર રક્તથી તરબોળ થઇ ગયો હતો. બંને હાથ એણે ગુમાવ્યા હતા, છતાંએ છાતી સાથે એણે વાવટાને ટેકવી રાખ્યો, એટલામાં દુશ્મનની તલવારના ઘાથી એનું શીર ધડથી છુટું પડયું. પરંતુ એનું શીર વિનાનું ધડ રાષ્ટ્રિય ઝુંડાને ટેકવાને ઉભું ! ઇતિહાસ શું નથી કહેતો ? ન બનવાનુંએ બન્યાની પ્રતિહાસ પોકારી પોકારીને સાક્ષી પૂરે છે. ગૂજરાતના પુરાણા ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરો ! ભડવીર જયશીખરાની યાદ આણો ! વિના મસ્તકે એનું ધડ સંગ્રામમાં ત્રણ દિવસ સુધી ઝઝુમ્યું ! અસ્તુ ! પછી તો અતી ખુનખાર યુદ્ધ જામ્યું. ઝુંડો પડતાં જ ના

તો અબ્દાલે તેને પોતાના હાથમાં ટેકવી લીવો. જોતજોતામાં કોઇ દુશ્મનની તલવારના ફટકાથી અબ્દાલના પણ બે ટુકડા થઇ ગયા! અબ્દાલનું શરીર ભુમિ પર પડતાં પહેલાં તો ખાલિદે ઝુંડાને ખડો કરી દીધો, અને વીખરાઇ ગએલા મુસલમાન સૈનિકોને વ્યવસ્થાસર પાછા ગોઠવી દીધા જ્યાં દુશ્મનોની સખ્યા વધુ દેખાતી હતી, ત્યાં ત્યાં જઇ ખાલીદ પોતાના વીર-સૈનિકોને ઉત્સાહિત કરવા લાગ્યો. જરૂર પડતાં સ્વયં ખાલીદ તલવાર ચલાવતો હતો. એક પછી એક એમ ખાલીદની નવ તલવારોના તો ભુકા ટુકડા થઇ ગયા! છતાંયે એનો ઉત્સાહ કમી ન થયો, એટલામાં રાત્રિનો અંધકાર વ્યાપી ગયો. શત્રુ કે મિત્રને ઓળખવું કઠીન થઇ પડ્યું, એટલે લડાઇ બંધ પડી. બીજે દિવસે પ્રભાત થતાંજ યુદ્ધ ફરી શરૂ થયું. ખાલીદ હાથમાં નિશાન લઇ પોતાની સેનાની સહાયતાથી ક્વચીત્ દુશ્મનની આગળ, ક્વચીત્ પાછળ, ક્વચીત્ ડાબી બાજુ તો ક્વચીત્ જમણી બાજુએ જઈ લડવા લાગ્યો. રોમન સૈન્યે જોયું, કે ચારે તરફ મુસલમાની સૈન્ય લડી રહ્યું છે, એટલે એ સૈન્યનું બળ ઘણુજ છે. તતજ રોમન સેનાપતિએ પોતાના સૈન્યને સહેજ પાછા હઠવાની આજ્ઞા આપી મુસલમાનોએ આ તક જોઇ એક ભારે હુમલો કર્યો. આ અચાનક હુમલાથી રોમન સેનામાં નાસભાગ થઇ. મુસલમાનો, એ નાસતી શત્રુ સેના પાછળ પડ્યા, અને અનેકને મારી તેમનુ ધન લુંટી લીધુ. મહાન જીત મેળવી મુસલમાન સેના મદીને પાછી ફરી, પરંતુ કોઇના મુખ પર આનંદ ન હતો. સર્વ ઉદાસીનતા અને ચિંતામા મગ્ન હતા. આ લડાઇમાં કેટલાએ મોટા મોટા વીરો ખપી ગયા હતા. જાફરનું મૃત્યુ સર્વને ખામ કરી સાલતું હતુ. જાફરને માટે આખુ મદીના

નગર વિલાપ કરવા લાગ્યુ. જાફરના બાળકને પોતાની ગોદમાં લઇ મહમ્મદ (સ) પણ રડયો. જૈદની પુત્રી જમીન પર પછડાઇ આક્રંદ કરવા લાગી. હવે તો મહમ્મદ (સ) ની ધીરજનો અંત આવ્યો, એ પણ વ્યાકુળતાથી સર્વની સાથે ખુબ રડયો. મહમ્મદ (સ) જેવા મહા પુરૂષને એક સાધારણ મનુષ્યની માફક આક્રંદ કરતા જોઈ ઘણા આશ્ચર્ય પામ્યા. મહમ્મદે (સ) કહ્યું,—"જૈદ પ્રત્યેના મારા પ્રેમનું આ ફળ છે." થોડા દિવસ વિત્યા બાદ સર્વનો શોક જરી શમ્યો. ખાલીદને મહમ્મદે "ઈશ્વરની તલવાર" ની ઉપાધી આપી.

---

## પ્રકરણ ૧૦ મું.

## વ્રતની પૂર્ણાહુતિ.

દિન પ્રતિદિન મુસલમાન ધર્મનો જય થવા લાગ્યો. એક હજાર અન્ય વિર પુરૂષો મહમ્મદ (સ) ના શિષ્ય બન્યા. ભુખ તરસને તૂચ્છ સમજનારા, અગ્નિ સમ ગરમીમાં નિરંતર કામ કરનારા, લોકોએ ચોરી અને લુંટનું કામ છોડી મુસલમાન ધર્મ ગ્રહણ કર્યો. દિન પર દિન મુસલમાન ધર્મ પર વિશ્વાસ કરનારાઓની સખ્યા વધતી જતી જોઇ મહમ્મદ (સ) પ્રસન્ન થયો. અખીલ આરબ પ્રદેશ ટુંકમાં ઇશ્વર પર વિશ્વાસ કરનારાઓથી ભરાઇ જશે. એવો વિચાર કરી

મહમ્મદ (સ) અતિ આનંદ પામ્યો. જન્મભૂમી મક્કા નગરી જ્યારે મૂર્તિપૂજા છોડી ઇશ્વર વિશ્વાસુ બને, અને સ્વજીવનનું વ્રત ક્યારે પૂરૂં થાય, તે અવસર જોવાને મહમ્મદ (સ) ઉત્સુકતાથી રાહ જોવા લાગ્યો, એવામાં સુલેહની શરત વિરૂદ્ધ જઈ કુરૈશીએ મહમ્મદ (સ) ના આશ્રીત ખોજા વંશીઓ પર હુમલો કરી જાનથી માર્યા, અને બાકીનાઓને દેશનિકાલ કર્યા. ખોજાઓએ દુશ્મનથી બચાવવાને મહમ્મદ (સ) ને સહાયતા માટે પ્રાર્થના કરી. એજ વખતે મહમ્મદે (સ) કુરૈશી વિરૂદ્ધ યુદ્ધની ઘોષણા કરી દીધી. કુરેશીએ આથી બ્હી જઇ અબુસોફીઆનને દૂત તરીકે મદીને મોકલ્યો. પોતાના કુદરતી ઉદ્ધતપણાનો ત્યાગ કરી અબુસોફીઆન મહમ્મદ (સ) પાસે ક્ષમા યાચવા આવ્યો સુલેહની શરત તોડવાને કારણે મહમ્મદે (સ) સુલેહનો ઇન્કાર કર્યો. મહમ્મદ (સ) પાસેથી નિષ્ફળ થઈ અબુસોફીઆન અબુબકર (ર) ઉમર (ર) અને અલી (ક) પાસે ગયો, ત્યાં પણ એની આશા ફળીભુત ન થઇ. ત્યારે આખરે એ ફાતમાને શરણે આવ્યો. ફાતમાએ કહ્યું,—" મારો પુત્ર હજુ ૭ વર્ષનો બાળક છે. તે તમ સરખા વીર પુરૂષને ક્યાંથી શરણ આપી શકે ? " સર્વ સ્થળેથી નિરાશ થઇ અબુસોફીઆન આખરે પોતાની પુત્રી ( મહમ્મદ (સ) ની સ્ત્રી ) ને ઘેર આવ્યો. ત્યાં એક સાદડીનું આસન જમીન પર પડયું હતું. અબુસોફીઆન તેના પર બેસવાજ જતો હતો, એટલામાંજ એની પુત્રીએ કહ્યું.—" આ તો સત્ય ધર્મના પ્રચારકની શય્યા છે, એના ઉપર કોઇપણ મૂર્તિ પૂજકથી નહિ બેસી શકાય. " પોતાની પુત્રીના આવા વ્યવહારથી દુ:ખી થઇ અબુસોફીઆન ફરી અલી (ક) પાસે ગયો, પરંતુ નિષ્ફળતા વિના બીજું શું હોય ? આખરે પોતાનું અભિમાની

શીર ઝુકાવી અબુસોફીઆન મક્કે પાછો ફર્યો. દશ હજાર વીર મુસલમાનોને લઇ મહમ્મદે (સ) મક્કા પર ચઢાઇ કરી. રસ્તામાં એના કાકા આલઅબ્બાસ એને આવી મળ્યા. કુટુંબીઓને મદીને મોકલી અબ્બાસ જાતે મક્કે આવ્યા. ફોજે મક્કા નજીક જઇ તંબુ તાણ્યા, રાત્રીના ફોજના પહેરીગીરોએ બે કુરેશોને કેદ પકડી ઉમર (ર) ની સમક્ષ ખડા કર્યા. મહમ્મદે (સ) પ્રકાશ કરી જોયું, તો બેમાંથી એક અબુસોફીઆન છે, અને બીજો તેનો નોકર છે. ઉમરે (ર) મ્યાનમાંથી તલવાર કાઢી બંને શીર ધડ પરથી છૂટાં કરવા ઇચ્છયું, પરંતુ એજ સમયે અબ્બાસે આવી કહ્યું, "જ્યાંસુધી મહમ્મદ (સ) તેમને શિક્ષા ન કરે ત્યાંસુધી હું બંનેને મારી રક્ષા નીચે રાખું છું." ઉમર અબુસોફીઆન માટે પ્રાણ દંડની આજ્ઞા લાવવા સારૂ મહમ્મદ (સ) પાસે ગયો, પરંતુ તે પહેલાં તો અબ્બાસ અબુસોફીઆનને લઇ મહમ્મદ (સ) ની પાસે ક્યારનોયે પહોંચી ગયો હતો. મહમ્મદે (સ) જોયું, કે જે માણસે એને (મહમ્મદ (સ) ને) ઘરમાંથી બહાર કઢાવ્યો, પરિવાર અને બંધુઓથી વિખુટા પાડી અસીમ સીતમો વરસાવ્યા, આજે તેજ અભિમાની પુરૂષ પોતાની સમક્ષ ખડો છે, પરંતુ કેદી છતાંએ એ એની પત્નિનો પિતા છે, એથી મહમ્મદ (સ) કઠોર ન થઇ શક્યો. એટલે બીજે દિવસે સવારે વિચાર માટે કેદીઓને લાવવાની આજ્ઞા આપી. બીજે દિવસે અબુસોફીઆનને મહમ્મદ (સ) ની સન્મુખ હાજર કરવામાં આવ્યો મહમ્મદે (સ) અબુસોફીઆનને ઉદ્દેશી કહ્યું,—"કાં અબુસોફીઆન! શું હજુ તમને એક ઈશ્વર વિના બીજો કોઇ ઇશ્વર છેજ નહિ, એ સત્ય વાતની પ્રતિત પડી કે નહિ?" અબુસોફીઆને પ્રત્યુત્તર આપ્યો—"ઈશ્વર એક છે,

આ વાત માટે મે ઘણો વિચાર કર્યો છે, અને આખરે મારી શ્રદ્ધા તેમાં બેઠી પણ છે." મહમ્મદે (સ) કહ્યું,—"ઠીક, શું સત્ય ધર્મનો પ્રચારક હું છું, તેના પર તમે શ્રદ્ધા કરો છો કે નહિ?" અબુસોફીઆને કહ્યું,—"તમે મને મારા પિતાની જેમ પ્રિય છો, પરંતુ હું તમને અત્રે સત્ય ધર્મના પ્રચારક તરીકે નથી માનતો." આ શબ્દોનો ઉચ્ચાર થતાંજ ઉમર, અબુસોફી-આનની જીંદગીનો અંત આણવાની કોશીષ કરવા લાગ્યો, પરંતુ અબ્બાસ વચ્ચે પડવાથી ઉમરનો પ્રયત્ન સફળ ન થઈ શક્યો. તલવારથી જે કામ ન થઇ શક્યું, તે કામ અબ્બાસની દયા અને મહમ્મદ (સ) ના કારૂણીક વ્યવહારથી સ્હેલાઇથી થઇ શક્યું. મહમ્મદ (સ) ને અબુસોફીઆને સત્ય ધર્મનો પ્રચારક સ્વીકારી લીધો! અરે! એજ પળે અબુસોફીઆને મુસલમાન ધર્મની દિક્ષા લીધી!! મહમ્મદે (સ) અબુસોફીઆનને ઉદ્દેશીને કહ્યું, કે—"જો મક્કા નિવાસીઓ આત્મ સમર્પણ કરશે, અને શાંતિથી રહેવું મંજુર કરશે, તો તેમને કોઇપણ રીતે નુકશાન કરવામાં નહિ આવશે." પોતાના સૈનિક બળનું પ્રદર્શન કરાવવા માટે મહમ્મદ (સ) અબુસાફીઆનને પર્વતની ઉંચી ટેકરી પર લઇ ગયો. પહાડ પરથી દ્રષ્ટિપાત કરતાં સૈન્યની ટુકડીઓ ને ટુકડીઓ કુચ કરતી દેખાતી હતી. સૈન્યની વીરતા, યુદ્ધ કૌશલ્ય, અને સુવ્યવસ્થા નિહાળી અબુસોફીઆન આશ્ચર્ય ચકિત થયો. અબુસોફીઆને અબ્બાસને બોલાવી કહ્યું,—"આ ફોજનો રસ્તો રોકવાની હિંમત કોનામાં છે? તમારો ભત્રીજો નક્કી તે કામ કરી શકવા શક્તિમાન છે." અબ્બાસે કહ્યું,—"તો મક્કે જાઓ અને પ્રત્યેક મક્કાવાસીઓને કહો કે મહમ્મદ (સ) ની વિરુદ્ધ એક કામ પણ ન કરવું."

મક્કામાં મહમ્મદ (સ) નો મહાન શત્રુ ફક્ત અબુસોફીઆનજ હતો. એનીજ શકિત અને ઉત્તેજનથી મક્કાવાસીઓ મહમ્મદ (સ) ના કટ્ટા શત્રુ બની રહ્યા હતા. મહમ્મદ (સ) ના આવા દુશ્મનને મુસલમાન ધર્મ ગ્રહણ કરતો જોઇ અનેક જનોએ મહમ્મદ (સ) સાથેની દુશ્મનીનો ત્યાગ કર્યો, સદાને માટે મહમ્મદ (સ) ના મિત્ર બન્યા.

હવે મહમ્મદ (મ) પ્રત્યેક સાવધાનીથી મક્કા તરફ ધસવા લાગ્યો. પોતાના સદ્‌ગુણોથી મક્કાવાસીઓને વશ કરવાના ઇરાદાથી એણે પોતાના સૈનિકોને કહ્યું,—" જ્યાંસુધી મક્કાવાસીઓ સ્વયં સામો હુમલો ન કરે, ત્યાંસુધી આપણામાંથી કોઇએ પણ સામો હુમલો પ્રથમ ન કરવો. જો તેઓ હુમલો કરે, તો એક વખત ધીરજથી સહન કરવો. એક સેનાપતિએ કહ્યું,— ' લડાઇ વખતે કોઇપણ સ્થળને પવિત્ર માનવું ઉચીત નથી. " મહમ્મદે (સ) તરતજ આ શબ્દો ઉચ્ચારનાર સેનાપતિને સેનાપતિ પદ પરથી દૂર કર્યો અલી (ક) એ સૈન્યના સેનાપતિ થઇ એક પર્વતના શિખર પર મુસલમાની ઝુંડો રોપી દીધો. મહમ્મદ (સ) એ તે સ્થાન પર પોતાનું ઝુંપડું બંધાવ્યું અને લશ્કરી પોશાકનો ત્યાગ કરી ફકીરી વેશ પહેરી લીધો. ઉપરથી મહમ્મદ (સ) એ નિહાળ્યું કે, એક કુરેશ દલ બાણનો વરસાદ વરસાવી રહ્યું છે. બાણના અણચિંતવ્યા વરસાદથી વ્યાકુળ થઇ વીર ખાલીદે દુશ્મનો પર હુમલો કર્યો. કુરેશ સેના, એ સામા હુમલાથી પરાજીત થઈ નાસવા લાગી. મુસલમાની સૈન્ય તેમની પાછળ પડયું, યુદ્ધભૂમિ લોહીથી તરબોળ થઇ ગઇ. તરતજ મહમ્મદે (સ) મુસલમાનોને રોક્યા, યુદ્ધ બંધ થયું. મહમ્મદ (સ) ઉંટ પર સવાર થઇ પર્વતની તળેટીમાં આવ્યો.

પ્રાતઃકાળનાં બાળ સૂર્યનાં અરૂણુ કિરણો સંસાર પર પડી રહ્યાં હતાં, એવે સમયે મહમ્મદ (સ) મક્કાના દરવાજા નજીક પહોંચ્યો. અબુબકકર (ર) પણ એની પાછળ એક ઉંટ પર સ્વાર થયો હતો. મહમ્મદે (સ) આજે વિજય પ્રાપ્ત કર્યો હતો, છતાંયે ફકીરના વેશમાં હતો. કુરાનના મંત્રોચ્ચાર કરતો કરતો એ મક્કાના દરવાજા પર આવી પહોંચ્યો. ઉચ્ચ સ્વરે મહમ્મદ (સ) કહેવા લાગ્યો,—" સ્વર્ગ અથવા મૃત્યુ-સંસાર-ઇશ્વરનાં રાજ્યો છે. ઇશ્વર સર્વ શકિતમાન અને જ્ઞાનસ્વરૂપ છે. ઇશ્વરની વાણી આજે સફળ થઇ છે." અન્ય સ્થળે ન જતાં મહમ્મદ (સ) પ્રથમજ કાબા મંદિરમાં પ્રવેશ્યો. સાત વખત મંદિરની પ્રદક્ષિણા કરી, સાત વખત શ્યામ પત્થરને ચુંબન કર્યું. મંદિરમાં પ્રવેશ કરવાને હવે મહમ્મદ (સ) પ્રવૃત થયો, પરંતુ દ્વારપાળે દરવાજો ન ખોલ્યો. અલી (ક) એ પહેરેગીર પાસેથી જબરજસ્તીથી ચાવી ઝુંટવી લીધી, પરંતુ તેમ ન થવા દેતાં મહમ્મદે (સ) તરતજ ચાવી પાછી આપી. મહમ્મદ (સ) ના આ સભ્ય વ્યવહારથી દ્વારપાળે ખુશીથી દરવાજા ઉઘાડી નાખ્યા, અને થોડા દિવસ પછી જાતે મુસલમાની ધર્મ અંગીકાર કર્યો. મંદિરમાં જઇ મહમ્મદે (સ) તે સ્થળને એક માત્ર ઇશ્વરની ઉપાસના યોગ્ય બનાવ્યું. મંદિરમાં ૩૬૦ દેવી અને દેવતાઓની મૂર્તિ હતી, જેને અરબ લોકો સર્વ શકિતમાન સમજી પૂજતા હતા. મહમ્મદે (સ) કહ્યું,—" આટલા દિવસ પછીએ સત્યનો જય થયો છે. અને અસત્યનો લોપ-ક્ષય થયો છે, સત્ય છે, કે અસત્ય ક્ષણ સ્થાયી છે, અસત્ય કદી ટકતું નથી." દેવી દેવતાઓની મૂર્તિઓનો નાશ કરી મંદિરમાંથી બહાર ફેંકી દીધી. યુગ યુગાન્તરથી અને વંશપરંપરાથી

જે દેવી દેવતાઓ આજ સુધી અરબ જાતિનાં પૂજ્ય હતાં, તેનો આજે ભાંગી તોડી નાશ કરવામાં આવ્યો. મક્કા નિવાસીઓએ પોતાની આંખોથી જોયું, કે જે દેવી દેવતાઓની તેઓ આજસુધી પૂજા કરતાં હતાં, તે દેવી દેવતાઓ સ્વયં પોતાની પણ રક્ષા નથી કરી શકતાં ! એમનાં હૃદયમાંથી દેવી દેવતાઓ પર અત્યાર સુધી જે શ્રદ્ધા હતી, તે શાંત થઇ ગઇ—નષ્ટ થઈ ગઇ. મંદિરની શોભાની વૃદ્ધિ માટે જે દેવદેવતાઓની મૂર્તિઓ ભીંતો પર કોતરવામાં આવી હતી, તેનો પણ નાશ કરવામાં આવ્યો. મંદિરને એક માત્ર પરબ્રહ્મ પરમાત્માની—ખુદાની ઉપાસનાને યોગ્ય બનાવી જમજમ કુવાના પાણીથી હાથ ધોઇ મહમ્મદ (સ) સ્વસ્થ થયો. બે પ્રહર પછી મહમ્મદ (સ) ની આજ્ઞાથી એક પૂણ્ય મુસલમાને કાબા મંદિરના શિખર પર ચઢી સર્વને પ્રાર્થના માટે બોલાવ્યા. પ્રાર્થનાના અંતમાં મહમ્મદે (સ) કહ્યું,—" ઇશ્વર સર્વનો પિતા છે, મનુષ્ય માત્ર એક બીજાના ભાઇ છે. " આ વાત સ્પષ્ટીકરણ કરી એણે સર્વને ઉપદેશ આપ્યો સર્વ સમજ પાડી, પરંતુ અરબ નિવાસીઓને મન તો આ તદન નવી વાત હતી ! આશ્ચર્ય ચકિત અને આનંદીત થઇ તેમણે તો આ ઉપદેશ ગ્રહણ કર્યો. એઓ આનંદથી પોકારવા લાગ્યા, કે—" ઈશ્વર મહાન છે, એના સિવાય અન્ય કોઇ ઇશ્વર —ખુદા છેજ નહિ, મહમ્મદ (સ) સત્ય ધર્મના પ્રચારક છે. " આ પવિત્ર ધ્વનિથી મક્કા નગર વારંવાર ગુંજવા લાગ્યું.

આ પછી મહમ્મદ (સ) સાફા પર્વત ઉપર જઇ રહ્યો. એણે કુરેશોને પૂછ્યું,—" શું તમે મને ચાહો છો ? " એમણે એક અવાજે કહ્યું,—" ભાઇ ! આજે હમે તમારી પાસે ક્ષમા અને દયાની ભિક્ષા માગીએ છીએ " આ દીન વાણી સાંભળી

મહમ્મદ (સ) ની આંખોમાં આંસુ આવ્યાં. મહમ્મદે (સ) કહ્યું,— "આજે હું તમારો તિરસ્કાર નહિ કરૂં, પરમાત્મા તમને ક્ષમા કરે, એજ એકલો દયાળુ અને કૃપાળુ છે." આજે મહમ્મદ (સ) મક્કાનો પણ સ્વામિ છે, એને આધીન દશ હજાર વિર પુરૂષો છે. જો એણે ઇચ્છયું હોત, તો પોતાના દુશ્મનોની ધન સંપત્તિ, તેમનાં કુટુંબોની હત્યા કરી લઇ શકત, પરંતુ વિજય થતાં પહેલાંજ એણે તો એક માત્ર ઇશ્વરના નામની ઘોષણા કરી, અને પોતાના નિર્મળ દયામય વ્યવહારથી દુશ્મનોના પ્રાણ પણ પોતાને વશ કરી લીધા! ઝુંડનાં ઝુંડ લોકો એની પાસે નવા ધર્મની દિક્ષા લેવા આવવા લાગ્યા. સર્વ પ્રતિજ્ઞા કરવા લાગ્યા, કે—"હમે એક ઇશ્વરને છોડી અન્ય કોઇને પણ નહિ ભજીશું. વ્યભિચાર, બાળહત્યા, અસ્વાભાવિક અભિમાન નહિ કરીશું, અસત્ય નહિ બોલીશું, અને સ્ત્રીઓને કષ્ટ ન આપીશું." સર્વ શિષ્યો મહમ્મદ (સ) ને રાજા બનાવવા અને એની 'ચરણ વંદના' કરવા ઇચ્છવા લાગ્યા. સર્વ ધ્રૂજતે પગે એના ચરણો નજીક આવવા લાગ્યા. મહમ્મદે (સ) તેમને પૂછયું,—'તમે સર્વ કેમ ધ્રૂજો છો? મારામાં એવું શું છે, કે જે જોઈ તમે બ્હીઓ છો? હું રાજા નથી, બલ્કે આ કુરેશ વંશની એક દરિદ્ર સ્ત્રીનો સંતાન છું મારી માતા એટલી ગરીબ હતી, કે સુરજના તાપમાં માસ પકાવી ખાતી હતી. મારી તરફ જોઇ બ્હીશો નહિ. હું તમારી સમાન એક સાધારણ આદમીજ છું." મહમ્મદ (સ) ની આમ દયા અને દીનતાથી એના સર્વ શત્રુઓ પણ પરાજીત થયા.

કુરેશ સ્ત્રીઓ પણ હવે મુસલમાન ધર્મ ગ્રહણ કરવા લાગી. અબુસોફીઅ.નની સ્ત્રી હેન્દા કે જેણે ઓહેદના યુદ્ધમાં વીર હમજાના

કાળજાને નખોથી ફાડી ભક્ષણ કર્યું હતું, તે આજે વેશ બદલી મહમ્મદ (સ) પાસે આવી. પરંતુ મહમ્મદે (સ) તો એને ઓળખી. પોતાને છુપાવી ન શકવાથી મહમ્મદ (સ) ના ચરણોમાં પડી, હેન્દા વારંવાર ક્ષમા માંગવા લાગી મહમ્મદ (સ) ને હવે ચારે તરફ ઇશ્વરની દયા. અને કરૂણાનો ભંડાર ખુલ્લો દેખાઇ રહ્યો હતો આજે એને કોઇપણ દુશ્મન નહોતો દેખાતો. ઘોરમાં ઘોર શત્રુઓને પણ આજે મહમ્મદે (સ) ક્ષમા બક્ષી હતી.

સાદના પુત્ર અબ્દાલના અક્ષર ઘણાજ સુંદર હતા. મહમ્મદે (સ) અબ્દાલને કુરાન લખવાની આજ્ઞા કરી. મહમ્મદ (સ) એક વાત કહેતો, તો અબ્દાલ અન્ય વાત લખતો. અને સર્વને તે કહી મહમ્મદ (સ) ની મશ્કરી કરવા લાગ્યો અબ્દાલનુ આ આચરણ થોડા દિવસમાં બહાર આવ્યુ, એથી એ નાશી ગયો, અને થોડા વખતમાં મક્કે પાછો ફરી મૂર્તિપૂજક બની ગયો. જ્યારે મહમ્મદ (સ) નો મક્કા પર સર્વ અધિકાર સ્થાપન થયો, ત્યારે એક દિવસ મહમ્મદ (સ) પાસે આવી એણે માફી માગી. મહમ્મદે (સ) એને પણ ક્ષમા બક્ષી.

પ્રિય વાચકો ! હવેથી આપણે મહમ્મદ (સ) શબ્દને માનનીય રીતે ઉચ્ચારીશું, કારણ એમનું જીવન-વ્રત હવે સફળ થયું છે. હવે એમને સર્વ પયગંબર તરીકે પુજવા લાગ્યા છે. મહમ્મદ (સ) નું જીવન-વ્રત સફળ થયું ! મૂર્તિપૂજાનો અજેય દુર્ગ સમા મંદિર એક માત્ર ઇશ્વરની પુજાનું મુખ્ય સ્થાન બની ગયું. નવા ધર્મની સજીવ રીતી આરબોના પ્રચલીત પાપરાશી ધુળમાં મળવા લાગી. મહમ્મદ (સ) નું હૃદય આનંદથી મગ્ન થઇ ગયું. અનેક મદિનાવાસીઓ પણ મહમ્મદ (સ) ની સાથે

મક્કા જીતવા આવ્યા હતા. બહુ દિવસ વીતી ગયા છતાંયે મહમ્મદે (સ) મદીના પાછા જવાનું નામ પણ ન દીધું. મદીનાવાસીઓને ધ્રાસકો પડયો, કે હવે કદી મહમ્મદ (સ) મદીને પાછા ન ફરશે. એક દિવસ સાફા પર્વત પર ઉપાસના કરતી વખત મક્કા તરફ જોઇ મહમ્મદે (સ) કહ્યું,—" હે મક્કા ! તુંજ સર્વ નગરોમાં શ્રેષ્ઠ અને ઇશ્વરનું પ્રિય સ્થાન છે. જો મારા જાતી બંધુઓજ મને અહિંથી કાઢી ન મૂકે તો હું આવું સુંદર અને શ્રેષ્ઠ સ્થળ છોડી અન્ય કોઇ સ્થળે ન જાઉં." આ વાત સાંભળી મદિનાવાસી મુસલમાનો અંદર અંદર કહેવા લાગ્યા,— " હવે મહમ્મદ (સ) પોતાની જન્મભૂમીના સ્વામી થઇ ગયા છે, એટલે હવે એતો અહિંજ રહેશે, અને મદીને નહિ આવશે." એમની વાત સાંભળી મહમ્મદે (સ) કહ્યું,—" તમે જે દિવસે મને સહાયતા કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, તેજ દિવસે જન્મભર તમારી સાથેજ રહેવાનો મેં સ્વીકાર કર્યો હતો. જો આજે હું તમારો ત્યાગ કરૂં, તો શું ઇશ્વરનો ભક્ત કહેવડાવવાને પણ યોગ્ય કહેવાઇ શકું ? "

ચારે દિશાઓમાં શાંતિ અને પ્રેમનો પ્રચાર કરવા માટે મહમ્મદે (સ) પ્રચારકો અને ઉપદેશકોને મોકલ્યા. એ લોક ચારે તરફ દેવી-દેવતાઓની મૂર્તિઓ તોડી ફોડી સત્ય-ધર્મનો પ્રચાર કરવા લાગ્યા. ખાલીદે નેકલા જઈ ત્યાંની દેવ-દેવીઓની મૂર્તિઓ તથા મંદિર તોડી નાખ્યાં. એ લોક તેહમા નામક સ્થાનમાં લોકોને મુસલમાન બનાવવા જઇ રહ્યા હતા, એટલામાં રસ્તામાં હથીઆર સજ્જ જાજિમા કોમના કેટલાક માણસો મળ્યા. ખાલીદે સર્વને હથીઆર સોંપી શરણે આવવા કહ્યું, ને જેઓ શરણે ન આવ્યા,

તેમની કતલ કરી. ખાલીદની આ નીચ કર્મની વાત સાંભળી મહમ્મદ (સ) ડુસકે ડુસકે રડી પડ્યો. મહમ્મદે (સ) કહ્યું—" હે ઇશ્વર તું સાક્ષી છે, આમાં મારો અપરાધ નથી. " એણે તરતજ એ લોકને શાંત કરવા અલી (ક) ને મોકલ્યો. અલી (ક) એ લુંટી લેવાયલી સર્વ ચીજો જાજમાઓને પાછી સોંપી દીધી મીઠીમીઠી વાતો અને ધનથી સર્વને ખુશ કરી અલી (ક) મક્કે આવ્યો.

મુસલમાનોના જય ઘોષથી આખો અરબ દેશ કંપવા લાગ્યો અસભ્ય અને જંગલી દેશમાં નવા યુગનો પ્રારંભ થયો. દિન પ્રતિદિન અરબ કોમ મહમ્મદ (સ) ને શરણે આવવા લાગી. સર્વદા સ્વાધીનતાપૂર્વક વિચરનાર બેદુઇન જાતિ પોતાની સામે પરાધીનતાની બેડી પડતી જોઈ બ્હીની–ખંચાઇ ! સઘળા બેદુઇનો ભેગા મળી અરબ લોકોના કામને રોકવા લાગ્યા તાઇફ નગરનો સ્વામિ બેદુઇન જાતિનો સ્વામિ બની ચાર હજારનું સૈન્ય લઇ મુસલમાનો સાથે લડવા તૈયાર થયો મુસલમાન સેના અસજાજ સ્થિતિમાં પહાડોમાંથી પસાર થતી હતી, એ વખતે બેદુઇન લોક પહાડો પરથી બાણ વરસાવવા લાગ્યા. એકાએક હુમલો થવાથી મુસલમાન સેનામા ભંગાણ પડયું, મહમ્મદે (સ) તેમને ' સ્થિત ' રહેવા હુકમ કર્યો પરંતુ નિષ્ફળ ! અબ્બાસે ગર્જના કરી નાસતા સૈનિકોને પાછા ફરવા કહ્યું, એનો ગભીર અને ગર્જનામય અવાજ સાંભળી મુસલમાનોમાં નવું બળ આવ્યુ. સૈનિકો પાછા ફરી ઘોર ગર્જનાથી લડવા લાગ્યા, અંતમાં બેદુઇન સૈન્યની હાર થઇ. સાકિફ જાતીએ તાયફ નગર અને ઔદાન પર્વતની ગુફાઓમાં શરણ લીધુ. મુસલમાનોએ તરતજ ઔદાન પર્વતની તળેટીમા હુમલો કર્યો. અને તેમને હરાવી તેમની ધન સંપત્તિ હરી લીધી.

એમની સ્ત્રીઓને કેદ કરી લીધી. એક સ્ત્રીએ મહમ્મદ (સ) ના ચરણોમાં શીર ઝુકાવી કહ્યું,—" હું તમને દુધ પાનારી માતા, આમાયા-હાલીમાની બેટી છું. બાળપણમાં હું તમારી સાથેજ રમી હતી, આજે હું તમારેજ હાથે કેદ થઇ છું. " મહમ્મદ (સ) એને ન ઓળખી શકયો. કમર પરથી કપડું ખસેડી એણે કહ્યું,— " તમને ખબર છે, કે નાનપણમાં રમતાં રમતાં તમે મારી કમરમાં બચકું ભર્યું હતું, આજેયે તેનું નિશાન કાયમ છે. " એની કમર પર પોતાના દાંતનાં ચિહ્ન જોઇ મહમ્મદે (સ) તેને મુક્ત કરી. લુંટના માલને અને કેદીઓને એક સુરક્ષિત સ્થાન પર રાખી મહમ્મદે (સ) તાયફ શહેર પર હુમલો કર્યો. તાયફ શહેર એક સુંદર કિલ્લાથી સુરક્ષિત હતું. વીસ દિવસ સુધી મુસલમાનોએ શહેરની ચારે બાજુએ ઘેરો ઘાલ્યો, પરંતુ નગરવાસીઓ તાબે ન થયા. બે દિવસ યુદ્ધ પણ થયું, અને બંને પક્ષના કેટલાએ સૈનિકો માર્યા ગયા, છતાંયે નગરવાસીઓ શરણે નજ આવ્યા. મહમ્મદ (સ) થી અધિક ખૂનખરાબી ન જોઇ શકાઈ, એણે ઘેરો ઉઠાવી પોતાની સેના લઇને એ પાછો ફર્યો.

બેદૂઇન લોકો લડાઇમાં હારી, પોતાની ધન સંપત્તિ, તથા સ્ત્રીઓને ગુમાવી મહમ્મદ (સ) ને નાનપણમાં દુધ પાનારી માતા હાલીમાને સાથે લઇ મહમ્મદ (સ) પાસે આવ્યા, અને વિનતાપૂર્વક પોતાની ધન સંપત્તિ તથા મનુષ્યો પાછા મેળવવા પ્રાર્થના કરવા લાગ્યા. હાલીમા આ સમયે અતિ વૃદ્ધા થઇ હતી. હાલીમાને જોઇ મહમ્મદ (સ) નું હૃદય ભરાઇ આવ્યું. મહમ્મદે (સ) એને પૂછ્યું, " તને ધન-સંપતિ અધિક પ્રિય છે, કે તારા વંશના લોકો ? " એણે કહ્યું,—" મને મારા પરિવારના-વંશના લોક વધુ પ્રિય છે "

મહમ્મદે (સ) પ્રત્યુત્તર આપ્યો,—"ઠીક, બીજા પ્રહરની પ્રાર્થના-નમાઝ પછી આવી મને કહેજો. મારી પાસે જેટલા કેદીઓ છે, તેમને હમે છોડી દઇશું." મહમ્મદ (સ) ની આજ્ઞા પ્રમાણે બેદુઇન લોકોએ કર્યું. મહમ્મદ (સ) અને અબ્બાસે સર્વ કેદીઓને મુક્ત કર્યા. એમનું જોઈ સર્વ મુસલમાનોએ અન્ય સર્વ કેદીઓને પણ છોડી દીધા. હાલીમાની દયાથી સર્વ બેદુઇન સ્ત્રીઓ પણ ગુલામીમ.થી મુક્ત થઇ. પણ મહમ્મદ (સ) ની આ ઉદારતા જોઇ કેટલાક મુસલમાનો અસતુષ્ટ થયા. એઓ લૂટના માલનો ભાગ પાડવા માટે ઉત્સુક થયા. મહમ્મદે (સ) દુઃખી હૃદયથી કહ્યું,—"શુ તમે મને કદી લોભી અથવા ઠગાઇ કરતા જોયો છે? ઇશ્વર જાણે છે, કે સર્વ સાધારણ સંપતિનો પાંચમા હિસ્સાથી અધિક તૃણ માત્ર પણ હું ગ્રહણ નથી કરતો, અને જે હિસ્સો હું લઉં છુ, તે પણ તમારાજ કલ્યાણમાં વાપરૂ છું." સસારમા અનેક ધમ પ્રચારકોને પોતાના શિષ્યોની મૂર્ખાઇથી દુઃખી થવું પડ્યુ છે. મહમ્મદ (સ) પણ તેમાંથી નથી બચ્યો. લૂટનો માલ એણે મુસલમાનોમાં વહેંચી આપ્યો, અને પાંચમો હિસ્સો પોતે ગ્રહણ કરી દુશ્મનોને શરણે લાવવામાં ખર્ચ્યો. તાયફના ઘેરા દરમીઆન અબુસોફીઆનની એક આખ નાશ પામી હતી. અબુસોફીઆનને મહમ્મદે (સ) પોતાના હિસ્સામાંથી સો ઉંટ અને અસંખ્ય અશરફીઓ ભેટ આપી.

કુરેશો હજુ પોતાની પુરાણી દુશ્મની ભૂલી નહોતા શકયા. એથી લૂટનો વધુ હિસ્સો કુરેશોને આપવામાં આવ્યો. અબ્બાસ નામક એક કવિને જે હિસ્સો મળ્યો, તેથી તે સંતુષ્ટ ન થયો, એટલે તો એણે મહમ્મદ (સ) ના નામ પર કવિતા બનાવવા

માંડી. મહમ્મદે (સ) કહ્યું—" આને અહીંથી લઇ જઇ એની જીભ કાપી નાખો." ઉમરે સત્યતઃ એની જીભ કાપવા તલવાર ખેંચી કાઢી, પરંતુ જેઓ મહમ્મદ (સ) ના વાક્યનો હાર્દિક ભાવ—મર્મ સમજ્યા હતા, તેઓ અબ્બાસને જાનવરો બાંધવાની જગ્યા પર લઇ ગયા, અને અબ્બાસને કહ્યું,—" અહિંથી તારી ઇચ્છાનુસાર જાનવરો લઇ લે." અબ્બાસે આનંદિત થઇ કહ્યું,—" મહમ્મદ (સ) આવી રીતે પોતાના દુશ્મનોની જીભ કાપે છે," * હુ ઇશ્વરના નામ પર કહું છું, કે " મારે કશું નથી જોઇતું." છતાંયે મહમ્મદે (સ) એને ૬૦ ઉંટ બક્ષીસ આપ્યાં. આથી કવિએ મહમ્મદ (સ) ની નિંદા ન કરતાં એની દાન શીલતાની પ્રશંસા કરી.

મહમ્મદે (સ) કુરેશોને બહુ ધન આપ્યું, તેથી અસંતુષ્ટ થઇ મદીનાવાસીઓએ કહ્યું, કે—દુષ્ટ સ્વભાવવાળા કુરેશોને મહમ્મદે (સ) આટલું બધું ધન આપ્યું, અને અમને અમારા હિસ્સા કરતાં એક કોડી પણ વધુ ન મળી. મહમ્મદે (સ) એ સર્વને એકત્ર કરી કહ્યું,—" તમે જે કહો છો તે મેં સાંભળ્યું છે, હું જ્યારે તમારા શહેરમાં આવ્યો, ત્યારે તમે અંધકારમાં હતાં, ઇશ્વરે તમને જ્ઞાન આપી સૂમાર્ગે આણવાં તમે દુઃખ ભોગવી રહ્યાં હતાં, ઇશ્વરે તમને સુખી કર્યાં. તમારામાં આંતર—દ્વેષ, કલહ, અને હિંસા હતી, આજે તેને સ્થાને ભ્રાતૃભાવ અને દયા બીરાજી છે. મને સ્પષ્ટ કહો કે તમારામાં એ સદ્ગુણો પ્રવેશ્યા છે કે નહિ ? એમણે જવાબ આપ્યો.—" હા, તમે કહો છો તે સત્ય છે."

મહમ્મદે (સ) આગળ કહ્યું,—" લોકો જ્યારે મને કહ્યા

---

* મોઢું બંધ કરે છે, યા શાંત કરે છે.

અને લુચ્ચો કહી રહ્યા હતા, ત્યારે તમે મારો વિશ્વાસ કર્યો, જ્યારે મારા સ્વદેશવાસીઓએ મને કાઢી મૂક્યો, ત્યારે તમે મને આશરો આપ્યો, જ્યારે હું દુઃખી હતો, ત્યારે તમે મને સાંત્વના આપી સુખી કર્યો. શું તમે એમ સમજો છો કે હું આ સર્વ પ્રસંગો ભુલી જઇશ? શું હું એટલો નીચ યા કૃતઘ્ન છું. મેં તમને કશું ન આપ્યું, અને કુરેશોને સર્વ સંપત્તિ આપી દીધી. તેથી તમે અસંતુષ્ઠ છો? એમનાં જડ હૃદયોને હું જડ વસ્તુઓથી વશ કરી રહ્યો છુ, પરંતુ તમને તો મેં મારો આત્માજ અર્પણ કરી દીધો છે! બીજાઓ તો ઉંટ, ધન યા સંપત્તિ લઇ ઘેર જશે, પણ તમે તો મનેજ લઇ જઇ શકશો. જો સમસ્ત જગત એક બાજુ થાય અને અન્ય બાજુ તમે હો તો એ નિશ્ચય માનજો, કે હું તમારીજ સાથે રહીશ, તો મને બતાવો કે મારૂં અધિક પ્યારૂ કોણ છે?"

અનસારી–શિષ્યો–મહમ્મદ (સ) ની હૃદય સ્પર્શી વાણી સાંભળી રૂદન કરવા લાગ્યા! એમણે કહ્યું,—"તમે હમને જે કંઇ આપ્યું છે, તેથીજ હમે સંતુષ્ઠ છીએ." આ પછી મક્કાના શાસનનો સંપૂર્ણ પ્રબંધ કરી મહમ્મદ (સ) પાછા ફર્યો. રસ્તામાં પોતાની વહાલી માતા અમીનાની સમાધિ-કબ્રના દર્શન કરી મહમ્મદ (સ) મદીને આવ્યો.

મહમ્મદ (સ) ના મક્કા ગમન પછી તરતજ એની કન્યા જયનબ આ ફાની સંસારનો ત્યાગ કરી ગઇ. જન્મથી તે અત્યાર સુધીમાં મહમ્મદે (સ) સ્વજન મૃત્યુનું દુઃખ અનેક વાર ભોગવ્યું હતું, પરંતુ જયનબના મૃત્યુથી એના હૃદયમાં બાણ સમ દરદ થવા લાગ્યું પુત્રી શોકમાં મહમદ (સ) આકુળ હતો, એટલામાં

મરિયાનાં ગર્ભથી એને એક પુત્ર થયો. મહમદે (સ) કેટલાયે વિવાહ કર્યા હતા, પરંતુ ખુદૈજા સિવાય કોઇ સ્ત્રીથી એને સંતાન પ્રાપ્તિ નહોતી થઇ. પુત્રનું મુખ નિહાળી એણે એનું નામ ઇબ્રાહીમ રાખ્યું, અને પુત્ર પ્રાપ્તિથી વંશ રક્ષા થશે એમ જાણી મહમદ (સ) ખૂશ થયો.

મૂર્તિપૂજાનો સર્વથી મહાન કિલ્લો મક્કા શહેર હવે તો મુસલમાનોના અધિકારમાં આવી ગયો હતો. શનૈઃ શનૈઃ સમસ્ત અરબસ્તાનમાંથી મૂર્તિપૂજા નાશ પામવા લાગી. ચારે દિશાઓમાંથી અનેક મનુષ્યોએ આવી મુસલમાની ધર્મની દિક્ષા લેવા માંડી, એટલે ચારે તરફ ધર્મ પ્રચારકોને મોકલી મહમ્મદે (સ) ધર્મ પ્રચાર શરૂ કર્યો. રાજ્યકારભાર ચલાવવાને મુસલમાનો પાસેથી બક્ષીસ–દાન, અને અન્ય ધર્મવાળાઓ પાસેથી મહમ્મદે (સ) કર લેવો શરૂ કર્યો. એક છેડાથી બીજા છેડા સુધી સમસ્ત અરબસ્તાને મહમ્મદ (સ) ની આધિનતા સ્વીકારી લીધી. તાયફ નગરવાસીઓએ જોયું કે ચારે દિશામાંથી સર્વ મુસલમાની ધર્મ ગ્રહણ કરે છે, ત્યારે એમણે પણ મુસલમાની ધર્મ ગ્રહણ કરી લીધો. તાયફ નગરમાંથી એક દુતે આવી ક્ષમા યાચી. સાથે સાથે એણે એ પ્રાર્થના પણ કરી કે એમના દેવ—દેવતાઓનો તરત નાશ ન કરવામાં આવે. મહમ્મદે કહ્યું, કે—"મુસલમાન અને મૂર્તિઓ એક સાથે કદી રહી નથી શકતી. અનંત અને શકિત પૂંજ ઇશ્વરની માટી યા પત્થરની મૂર્તિ બનાવી તમે ઘોર પાપ કરી રહ્યા છો. મુસલમાન ધર્મ મૂર્તિપૂજાને કદી પણ આશરો નથી આપી શકતો." તાયફવાસીઓ જ્યારે પોતાના દેવ–દેવીઓને ન બચાવી શક્યા, ત્યારે એમણે નિત્ય પ્રાર્થનાથી મૂક્ત થવાની આજ્ઞા

માગી. મહમ્મદે (સ) કહ્યું,—' પ્રાર્થના વિના ધર્મ નકામો છે." તરતજ અણુસોરીઆનને નગરના દેવ દેવીઓનો નાશ કરવા માટે મોકલ્યો. તાયફ નગરની સ્ત્રીઓ રૂદન કરવા લાગી, પરતુ અણુ-સોરીઆને કોઇના તરફ ધ્યાન ન આપ્યું. એણે વજ્ર સમ ઠોકરો મારી મૂર્તિઓ તોડી નાખી. આમ અરબ દેશમાંથી મૂર્તિ પુજાનો નાશ થયો.

મહમ્મદ (સ) ના જીવનનુ વ્રત પુર્ણ થયું, સમસ્ત અરબ દેશમાં એક ઇશ્વરની ઉપાસના થવા લાગી. લુટફાટ અને ચોરીના વ્યવસાયમાં મગ્ન રહેનારી અરબ જાતી એક સંબંધ જાતી થઇ ગઇ. હવે અરબ પ્રદેશમાં શિશુહત્યા બધ થઇ, સ્ત્રીઓ પર અત્યાચારો બધ થયા, જૂલ્મનું નામ પણ ન રહ્યું. સ્વદેશના જે દુઃખથી મહમ્મદ (સ) નુ હૃદય દુખી થઇ રહ્યું હતું, તે દુઃખ હવે દૂર થઇ ગયું. મહમ્મદ (સ) અરબસ્તાનનો ધર્મગુરૂ અને શાશનકર્તા બની ગયો. યુગયુગાન્તરથી પ્રચલીત અશાંતિ દુર થઈ ગઇ, અને આરબ પ્રજા શાંતિ પ્રિય થઇ ગઇ. સમસ્ત અરબ પ્રદેશમાં હવે મહમ્મદ (સ) નુ કોઇ દુશ્મન ન રહ્યું, પરતુ વિદે-શીઓ મહમ્મદ (સ) નો આ પ્રતાપ જોઇ ચમકયા, અને મહ-મ્મદ (સ) નું ષડયંત્ર રચી મહમ્મદ (સ) નો નાશ કરવાની તૈયારી કરી. ધર્મનો પ્રચાર એ મહમ્મદ (સ) ના જીવનનું લક્ષ્ય-બિંદુ હતું. પરતુ ધર્મ પ્રચારમાં વિધ્ન આવતાં જોઇ એને સંગ્રામ કરવા પડયા.

રોમન સમ્રાટ હરકલે મહમ્મદ (સ) નો પ્રતાપ વધતો જતો જોઇ સન ૬૩૮ ના ઓકટોબરમાં એક મહાન સેના એકત્ર કરી. રોમન સૈન્યને પરાજીત કરવાને મહમ્મદ (સ) સીરીઆ ગયો.

કપટી અબદુલ્લા પ્રથમથીજ મહમ્મદ (સ) સાથે દુશ્મની રમતો આવ્યો હતો. આ વખતે પણ એ કહેવા લાગ્યો, કે રોમન સૈન્ય તો અતિ બળવાન છે. ઘણા તો આથી બ્હીન્યાચે ખરા, ત્યાંયે લડાઇની તૈયારીઓ શોર જોરથી થવા લાગી. સ્ત્રીઓએ પોતાનાં વસ્ત્રો અને અલંકારો વેચી સ્વદેશની રક્ષા માટે દાન દીધાં ! સર્વત્ર ઉત્સાહજ ઉત્સાહ નિહાળી સર્વનાં હૃદયો આશાથી નાચવા લાગ્યાં. જોતજોતામાં દશ હજાર સ્વાર અને પાંચ હજાર ઘોડેસ્વારનું સૈન્ય તૈયાર થઇ ગયું. ઉત્સાહથી ઉત્સાહ પેદા થાય છે. મરૂભૂમીનાં અસિમ કષ્ટો સહન કરી મુસલમાન સેના સીરીઆ પ્રદેશમાં દાખલ થઇ. અસીમ કષ્ટો જોઇ અનેક સૈનિકો મદીને પાછા ફર્યા. દશ દિવસમાં મુસલમાન સૈન્ય તાવક નામના સ્થાનમાં આવી પહોંચ્યું. ત્યા મુકામ કરી મુસલમાનો ચારે દિશામાં ધર્મ પ્રચાર કરવા લાગ્યા. નાના નાનાં કેટલાંએ રાજ્યો મહમ્મદ (સ) ને આધીન થયાં. મહમ્મદે (સ) સાંભળ્યું, કે રોમન સમ્રાટ પોતાનાજ રાજ્યની જંજાળોમાં ફસ્યો છે. અન્ય રાજ્ય પર હુમલો કરવાનો વિચાર સરખોયે એનામાં નથી, એથી તાવકથી અસહ્ય ધન ભંડાર લુંટી એ સેના મદીને પાછી આવી.

જે મુસલમાનો રસ્તામાં તકલીફ ન સહી શકવાથી પાછા ફર્યા હતા, તેમની સાથે વિશ્વાસી મુસલમાનોએ બોલવા ચાલવાનો વ્યવહાર બંધ કર્યો. વર્તમાન ભાષામાં કહીએ, તો અસહકાર કર્યો ! એટલે નો લજ્જાથી એ લોક અધમૂઆ થઇ ગયા. પસ્તાવો કરી એ લોક ક્ષમા માગવા લાગ્યા, પરંતુ સાત આદમીઓને તો કોઇ રીતે પણ ક્ષમા ન અપાઇ. એ લોક બંધુ, બાંધવ અને કુટુંબીઓનાં સ્નેહ વંચીત થઇ જવાથી સર્વત્ર અંધકાર જોવા લાગ્યા.

મહમ્મદ (સ) તાવકની જીત કરી અમૂલ્ય ભંડાર લઈ આવ્યો. ઘેરઘેર આનંદ-ઉત્સવ થઇ રહ્યા, ફક્ત પેલા સાત કમનસીબ મનુષ્યોજ તેમાં ભાગ ન લઇ શકયા. ઘૃણાથી પોતાની જંજીરોમાં પોતાને બાંધી એમણે નિશ્ચય કર્યો, કે જ્યાંસુધી મહમ્મદ (સ) તેમને ક્ષમા ન આપે ત્યાંસુધી તેઓ મસ્જીદમાં પડી રહે.

બહુ દિવસ પછી ચાર જણના અપરાધની માફી અપાઈ, પરંતુ કાબ. હિલાલ, અને મુરારા નામના ત્રણ જણને ક્ષમા ન મળી, પહેલાં આ ત્રણે ચુસ્ત મુસલમાન હતા, એટલે મહમ્મદ (સ) એમનો અપરાધ ક્યાંથી ભુલી શકે ? ચાળીસ દિવસ સુધી એ ત્રણેયે જાતજાતનાં પ્રાયશ્ચિત કર્યાં, છતાંયે મહમ્મદે (સ) એમને ક્ષમા ન આપી, એકાએક સાપ જોઇ લોક નાશી જાય છે, તેમ આ ત્રણેને જોઇ લોકો નાસી જતા. મસ્જીદમાં જઇ બિચારા પ્રાર્થના કરતા, તથા લોકોને નમ્રતાથી પ્રણામ કરતા, પરંતુ કોઇ એમની તરફ દ્રષ્ટિ પણ નહિ કરતુ. ચાળીસ દિવસ પછી મહમ્મદે (સ) આજ્ઞા કરી, કે ' એ ત્રણે સ્ત્રીપુરૂષોનુ મુખ નહિ જોઇ શકશે ' પછી એ ત્રણે શહેર છોડી પહાડની ગુફામા જઈ રહ્યા. કષ્ટના માર્યા એઓ મરણતોલ થઇ પડયા. પચાસ દિવસ આમ વીતી ગયા, ત્યારે એમના પાપનુ પ્રાયશ્ચિત થયું. બીજે દિવસે મહમ્મદે (સ) એમને ક્ષમા આપી. એ લોક મહમ્મદ (સ) ના ચરણમા ગબડી પડયા.

આ ઘટના બન્યા પછી થોડા દિવસમા કપટી અબદુલ્લા બિમાર પડયો આખી જીદગી સુધી એણે મહમ્મદ (સ) સાથે દુશ્મનાવટ કરી હતી, છતાંયે એની માંદગી વખતે એની દવા અને શુશ્રુષા મહમ્મદ (સ) કરવા લાગ્યો આ બિમારીથી અબદુલ્લા

બચી ન શકયો. મહમ્મદ (સ) એને મરણ પથારીએ આશ્વાસન આપી રહ્યો હતો, પરંતુ આખરે એનો દેહ વિલય થયો.

મહમ્મદ (સ) ની આ મહાનુભવતા જોઇને અબ્દુલ્લાના પક્ષનાં લોકોએ મહમ્મદ (સ) સાથેના વેરનો ત્યાગ કર્યો, હવે તો મહમ્મદ (સ) નું કોઇજ દુશ્મન ન રહ્યું, અખીલ આરબ પ્રદેશ મુસલમાન ધર્મ ગ્રહણ કરી મહમ્મદ (સ) નો સહાયક બન્યો.

## પ્રકરણ ૧૧ મું.

### —અંતિમ સમય—

એક વર્ષ બીજું વીતી ગયું. અરબ પ્રદેશમાં એક જાતની હકુમત પ્રથસીત કરવાના ઉપાયનો મહમ્મદ (સ) નિશ્ચય કરી રહ્યો હતો, એટલામાં પવિત્ર માસ આવી પહોંચ્યો, પરંતુ મહમ્મદ (સ) ને એક ક્ષણને માટે મદીના છોડી બહાર જવાનો અવકાશ ન હતો, એટલે મહમ્મદે (સ) અબુબકકર (ર) ને તીર્થનું કામ પુરૂ કરવા માટે મક્કે મોકલ્યો. ત્રણસો મુસલમાનોને સાથે રાખી અબુબકકરે (ર) વિદેશી યાત્રીઓને ધર્મોપદેશ કર્યો. ઉપદેશની પૂર્ણાહુતીમાં અલી (ક) એ મહમ્મદ (સ) નો ઘોષણા-પત્ર વાંચી સંભળાવ્યો. " આ વર્ષથી કોઈ મૂર્તિપુજક મક્કામાં તિર્થ કરવા આવી શકશે નહિ, નગ્ન અંગે કોઇ મંદિરની પ્રદક્ષિણા કરી શકશે નહિ. જેની સાથે મહમ્મદે (સ) સલાહ કરી

હતી, જેમની સાથે મહમ્મદે (સ) સુલેહ કરી હતી. તેમને તોડવામાં કોઇ જાતનો બાધ રહેશે નહિ." યાત્રીઓએ આ ઘોષણાના મર્મનો દેશ દેશાતરોમાં પ્રચાર કર્યો.

જે વર્ષમાં–સાલમાં મહમ્મદ (સ) મક્કેથી નાશી મદીને ગયા હતા, તેને 'હીજરી' કહે છે. પહેલી હીજરીથી કે બીજા દશ વર્ષ સુધીમાં આખા દેશનો રંગ બદલાઇ ગયો. સર્વ દેશોના બાદશાહોના દૂત મદીને આવી વસવા લાગ્યા, અતિ કમજોર જાતીઓ મુસલમાનોને શરણે આવવા લાગી. એ સર્વને મુસલમાનોએ સંદેશો આપ્યો કે,—' ઇશ્વરને પિતાવત, અને સર્વ મનુષ્ય માત્રને ભ્રાતૃવત્ માનનાર સર્વને હમે સહાયતા કરીશું " દૂર સદૂર દેશોમાં મુસલમાન ધર્મ પ્રચારકો જવા લાગ્યા. મહમ્મદે (સ) તેમને કહ્યું, " શાસ્ત્ર પંડિતો જો તમને પ્રશ્ન કરે, કે સ્વર્ગનો રસ્તો કયો છે, તો તમારે જવાબ દેવો કે " સત્ય સ્વરૂપ ઇશ્વર પર શ્રદ્ધા રાખવી અને ઈશ્વર સર્જીત પ્રાણીઓને સુખી કરવાં એ સ્વર્ગનો માર્ગ છે." પ્રચારક ગણ પર્વતો અને મુરૂભુમીઓ ઓળંગી * " લાઇલ્લા ઇલ્લિલ્લાહ મહમ્મદ (સ) રસુલ્લિલ્લાહ " નો………… ……પ્રચાર કરવા લાગ્યા.

ચારે તરફથી સમાચાર આવવા લાગ્યા, કે લડાઇ ઝઘડાનો અંત આવી ગયો. ચારે તરફ શાંતિ વિરાજવા લાગી. એક માત્ર પરમાત્માને શરણે જઇ મહમ્મદ (સ) સમય પસાર કરવા લાગ્યો' સન ૬૩૧ નું અર્ધ વર્ષ સુખઃશાંતિમાં પસાર થયું, એટલામાં મહમ્મદ (સ) નો પંદર માસનો પુત્ર ઇબ્રાહીમ આ નશ્વર જગતનો

---

* એકમેવા દ્વિતિયમ્

ત્યાગ કરી ચાલી ઉઠયો. મહમ્મદ (સ) નો વંશ રક્ષાનો અભિલાષ ધુળમાં મળી ગયો. વિધાતાની ઇચ્છા કંઇ જુદીજ હતી ! વૃદ્ધાવસ્થામાં એકના એક પુત્રનું મૃત્યુ એ મહમ્મદ (સ) ના હૃદયમાં કારી બાણની માફક ભોંકાયું, પરંતુ "ઇશ્વરેચ્છા બલિયસી" જેનું વ્રત હોય, તે અધિક શોકથી મોહિત કેમ થઇ શકે ? મહમ્મદે (સ) પોતાના મૃત પુત્રને સંબોધીને કહ્યું,—"મારૂં હૃદય શોકથી પૂર્ણ છે, અને આંખો આંસુથી પૂર્ણ છે, પરંતુ હું પણ તારી પાછળ પાછળજ આવું છું, એથી મારૂં ચિત્ત હલકું થતું જાય છે. આપણે સર્વ ઇશ્વરનાં સંતાન છીએ, એણેજ આપણને સંસારમાં મોકલ્યા હતા, અને એનીજ પાસે સર્વ જઇ રહ્યાં છે." મહમ્મદ (સ) ને આંસુ સારતા જોઇ અબ્દુલ રહેમાને કહ્યું, કે—"મરનાર પાછળ રડવાની તમેજ મના કરી છે !" મહમ્મદ (સ) બોલ્યા,—"મેં તો શોક સમયે છાતી કુટી અતિ આક્રંદ કરી કપડાં ફાડી નાખવાની મના કરી છે, પરંતુ શોકનાં આંસુ દુઃખી હૃદયને માટે મરહમ છે, દુઃખી હૃદયોને સંતોષ બક્ષવા માટે આંસુ ઇશ્વરનું દાન છે." મૃત બાળકને સમાધિસ્થ કરવામાં આવ્યો. શોક મુગ્ધ થઇ મહમ્મદ (સ) કહેવા લાગ્યા, કે "મારા પ્યારા પુત્ર ! તું આજે મને કહે કે ઇશ્વરજ તારો પ્રભુ –ખુદા અને મુસલમાન ધર્મજ તારો ધર્મ છે. પોતાના પુત્રને કબ્ર નશિન કરી મહમ્મદ (સ) શોકપૂર્ણ હૃદયે પાછા ફર્યા. એજ વખતે સૂર્યગ્રહણ થયું, જગતમાં અંધારૂં થઇ ગયું. લોકો મહમ્મદ (સ) ને કહેવા લાગ્યા, કે "સમસ્ત વિશ્વ આજે ઇબ્રાહીમના શોકથી શ્યામ થઇ ગયું છે." પરંતુ મહમ્મદે (સ) કહ્યું,—"સૂર્ય અને ચંદ્ર ઇશ્વરની વિચિત્ર સૃષ્ટિ છે. ઇશ્વર પર

શ્રદ્ધા રાખનારાઓને એ દ્વારા ઇશ્વરનો પત્તો લાગે છે, પરંતુ એક રંક બાળકના મૃત્યુ સાથે એને કશો સંબંધ નથી. " મહમ્મદ (સ) ખોટા સંસ્કારોથી રહીત અને ઇશ્વર પર પૂર્ણ શ્રદ્ધાળુ હતા.

સમય કોઇની પણ અપેક્ષા નથી કરતો. જોતજોતામાં વર્ષ વીતી ગયું. ફરી પવિત્ર માસ આવી પહોંચ્યો, મહમ્મદે (સ) મક્કે જવા નિર્ણય કર્યો, વિદેશોમાંથી લોકો મક્કે આવી પહોંચ્યા. મહમ્મદે (સ) ફરી એક લાખ આદમીઓ સાથે મક્કાની યાત્રા કરી. પ્રથમ દિવસે મદીનેથી ચાલી એક ગામના પાસે મહમ્મદે (સ) વિશ્રામ કર્યો. પ્રભાતમાં એક લાખ મનુષ્યોએ એક મહાન મેદાનમાં એકત્ર થઇ પ્રાર્થના કરી, કે—' હે ઇશ્વર હમે તારાજ સેવકો છીએ, તુ મંગલમય છે, બ્રહ્માંડનો તું સ્વામિ છે, તારા સિવાય અન્ય કોઈ ઈશ્વર નથી. " લાખો મનુષ્યોના કંઠમાંથી એકજ અવાજ સંભળાઇ રહ્યો હતો. ભક્તોનાં હ્રદય ભક્તિના આવેગથી ભરાઇ રહ્યાં હતાં. સર્વ નિશ્ચેષ્ટ થઇ જ્યાંના ત્યાં ઉભાજ રહી ગયા. શ્રદ્ધાનો ઉજ્જવલ મહિમા મહમ્મદે (સ) સર્વને પ્રત્યક્ષ બતાવ્યો. યાત્રીઓ મેદાનો, પર્વતો અને મરૂભુમી પસાર કરતા ચાલ્યા. ચારે તરફ ઇશ્વરની પ્રાર્થનાથી આકાશ ગુંજવા લાગ્યુ. ચારે તરફ એકેશ્વરવાદનો ઝુંડો ફરકવા લાગ્યો શ્રદ્ધાની મહાશક્તિ પર કોને અવિશ્વાસ થઇ શકે ? કેટલાક વર્ષો પર જે દેશ લડાઇ–ઝઘડા અને પાપોની ભુમી બની રહ્યો હતો, તેજ દેશ આજે એક પુરૂષની શ્રદ્ધાથી એક–મન અને એક–પ્રાણ બની ગયો

મહમ્મદ (સ) પોતાના એક લક્ષ ભક્તોની સાથે મક્કા નગરીમાં પહોંચ્યા. આ વખતે તેઓ બહુ કમજોર થઇ ગયા

હોવાથી ઉંટ પર બેસી કાબા મંદિરની પ્રદક્ષિણા કરી. સાફા પર્વતથી મરોયા પર્વત સુધી યાત્રા કરી. અનેક ઉંટનુ બલિદાન દઈ મહમ્મદે (સ) કેશ-મુંડન કરાવ્યું. ભકતોએ એમના કેશને અત્યંત જતનથી સાચવી રાખ્યા ! ધાર્મિક ક્રિયાઓની સમાપ્તિ પછી મહમ્મદે (સ) પોતાના શિષ્યોને આરાફત પર્વત પર આવવાની આજ્ઞા આપી. લાખો મુસલમાનો મહમ્મદ (સ) ની આજ્ઞા સાંભળી ઉપદેશ સાંભળવા આરાફત પર્વત પર જવા લાગ્યા. મહમ્મદ (સ) એક ઉચ્ચ સ્થાન પર જઇ કહેવા લાગ્યા, કે— " આવતા વર્ષ સુધી હું બચી શકીશ નહિ, ફરી તમારી સાથે આમ મળી શકીશ કે કેમ તે હું નથી કહી શકતો, હું એક રંક આદમી છું, મૃત્યુ ગમે ત્યારે મને આ સંસારમાંથી ઉઠાવી લઈ શકે છે, એથીજ આજે હું મારા હ્રદયની વાતો તમને કહું છું, ધ્યાન દઈ સાંભળશો.

આ મહિનો અને આજનો દિવસ જેવાં પવિત્ર છે, તેવાં તમારા સમાન-ધર્મીઓનાં જીવન અને ધન સંપત્તિને સમજજો. આ ખાસ યાદ રાખો, કે પરમાત્મા સન્મુખ તમે સર્વ જવાબદાર છો. સ્ત્રી ઉપર જેવો તમારો હક છે, તેવોજ હક્ક સ્ત્રીનો પણ તમારા પર છે. સદા સ્ત્રીઓને સન્માન આપો, અને દયાથી વર્તો. પરમાત્માએ દયા કરીને સ્ત્રીઓને સરજી છે, સ્ત્રીઓ પણ પરમાત્માની સંતાન છે, એનું હંમેશ સ્મરણ રાખો, કે તમે સર્વ પરમાત્માના દાસ છો. તમે જેવો ખોરાક લ્યો, તેવોજ ખોરાક તમારા ગુલામોને પણ ભોજન માટે આપો. જેવાં કપડાં તમે ધારણ કરો, તેવાંજ તેમને પણ અપાવો. જો કદાચ એઓ અક્ષમ્ય અપરાધ કરે, તો તેમને કાઢી મૂકી શકો છો, પરંતુ તેમને

કષ્ટ ન આપશો. યાદ રાખજો, કે નોકરો-ગુલામો પણ ઈશ્વરનાજ પેદા કરેલા જીવ છે. સર્વ મુસલમાનો એક બીજાના ભાઈઓ છે. મુસલમાનો ફક્ત એકજ કુટુંબીઓ છે. સ્વજન સાથે કદી અન્યાય ન કરશો. જો દેવાવાળો સ્વયં ખુશીથી ન આપે, તો તેના પર કોઈનો હક્ક નથી. તમારા જે ભાઈઓ આજે અહિં ઉપસ્થિત થઈ શક્યા નથી તેમને પણ મારી વાતો સંભળાવી દેજો."

આમ કહેતાં કહેતાં મહમ્મદ (સ) નો કંઠ ભરાઈ આવ્યો. લાખો મનુષ્યોના ઉત્સાહપૂર્ણ મુખ તરફ જોઈ મહમ્મદ (સ) ભાવોના ઉચ્છ્વાસમાં લીન થઈ ગયા. ઇશ્વરને સંબોધીને મહમ્મદ (સ) એ કહ્યું— " હે પ્રભુ, મારા જીવનનું કાર્ય સમાપ્ત થઈ ગયું. મને જે શક્તિ બક્ષી તેં આ સંસારમાં મોકલ્યો હતો તેનો મેં સદુપયોગ કર્યો છે કે નહિ, તેનો સાક્ષી તુંજ છે."

મુસલમાનોને કર્તવ્ય-કર્મ-નો ઉપદેશ દઈ મહમ્મદ (સ) મદીને પાછા ફર્યા. દુર-સદુર-થી મદીના નગરને નિહાળી આનંદ મગ્ન થઈ મહમ્મદ (સ) કહેવા લાગ્યા— " ઇશ્વર મહાન છે, ઈશ્વર સમાન અન્ય કોઈ નથી. આ વિશાળ વિશ્વ એનુંજ છે. એજ પ્રશસ્ય છે, એજ સર્વશક્તિમાન છે. એણે પોતાની પ્રતિજ્ઞા પુરી કરી છે. પોતાના ભક્તની સહાયતા કરી એણે અસત્યને છિન્ન ભિન્ન કરી દીધું. હવે તો નિવાસ પર જઈ એનીજ આરાધના કરીશ."

મદીના આવ્યા પછી મહમ્મદ (સ) દિનપ્રતિદિન ક્ષીણ થના ચાલ્યા. એમનું જીવન તો, મહાન કષ્ટ અને દુઃખોમાંથી પસાર થયું હતું. યુવાનીમાં તો એમણે પોતાની કોમને હાથેજ કઠોર દુઃખો સહ્યાં હતાં. પ્રાણ રક્ષા માટે મહમ્મદ (સ) જંગલી જાનવરની માફક જંગલો, પહાડો અને ગુફાઓમાં ભરાઈ રહ્યા હતા.

પ્રૌઢ અવસ્થામાં એ રાતદિન લડાઇઓમાં–યુદ્ધમાં મશગુલ રહ્યા હતા. માનસિક દુઃખ અને શારીરિક પરિશ્રમથી એમની કાયા તૂટી ગઇ હતી, છતાંયે પોતાના શરીરની મહમ્મદે (સ) પરવા ન કરી. ખૈબરની યહુદી સ્ત્રીએ મહમ્મદ (સ) ને ઝેર ખવાડયું હતું, એનાથી એમનું શરીર છિન્નભિન્ન થઇ રહ્યું હતું, અંતમાં વૃદ્ધાવસ્થામાં પુત્ર શોકથી મહમ્મદ (સ) વધુ શિથિલ બની ગયા.

એવામાંજ અરબ પ્રદેશમાં અસ્વદ અને મોસીલમા નામના બે પુરૂષો પોતાને ઇશ્વરના દુત કહી લોકોને શિષ્ય બનાવવા લાગ્યા. એમની ચાલાકી જોઇ ઘણા તો એમના શિષ્યો પણ થયા, પરંતુ તરતજ તેમનું પાખંડ પ્રગટ થઇ ગયું, અને બંનેને મૃત્યુ દંડ દેવાયો. સીરીઆમાં જે મુસલમાન દુતને મહમ્મદે (સ) મોકલ્યો હતો, તેને મારી નાખવામાં આવ્યો હતો. એ વાત તો હમારા વાચકોને યાદ હશેજ ! પરંતુ તેનો બદલો હજુ સુધી નહોતો લેવાયો. મહમ્મદે (સ) જૈદના પુત્ર ઓસમાને સેનાધિપતિ બનાવી સીરીઆ પર ચઢાઇ કરવા સૈન્ય મોકલ્યું, પરંતુ મદીનેથી થોડે દુર પહોંચતાંજ ખબર આવ્યા, કે મહમ્મદ (સ) બિમાર છે, સૈન્ય મદીને પાછું ફર્યું.

રાત્રીના એકાએક મહમ્મદ (સ) ની આંખો ખૂલી ગઇ. મસ્તકમાં તીવ્ર દર્દ થવાથી બેચેન બની મહમ્મદ (સ) તડફડવા લાગ્યા. સંપૂર્ણ સંસાર એમને શૂન્ય ભાસવા લાગ્યો. શય્યાનો ત્યાગ કરી મહમ્મદ (સ) બહાર નીકળ્યા. આખું શહેર ઘોર નિંદ્રાને આધીન હતું, તેઓ શહેર ત્યાગીને શ્મશાનમાં ચાલી નીકળ્યા, અને હૃદયના આવેગમાં મૃત વ્યક્તિઓ માટે પ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થનાથી હૃદય સ્હેજ શાંતિ પામ્યું, મહમ્મદ (સ)

ઘેર પાછા ફર્યા, પરંતુ મસ્તકનું દર્દ કેમે કર્યું દુર ન થયું. મહમ્મદ (સ) હવે આએશા (ર) ને ઘેર રહેવા લાગ્યા. બીજે દિવસે ભયંકર ઉપદ્રવ લાગુ થઇ, દુઃખ વધ્યું, આખરે શીતળ જળથી સ્હેજ આરામ થયો. આથી મહમ્મદ (સ) આલી (ક) અને ફજલની ખાંધનો ટેકો લઇ મસજીદમાં ગયા ! અતિ કષ્ટથી વેદી પર બેસી ઔપચારિક પ્રાર્થના કરી, પ્રાર્થના બાદ મહમ્મદે (સ) સર્વને સંબોધીને કહ્યું, કે—" મને લોકો ધર્મપરાયણ સમજે છે. પણ મારા સમાન કપટી અને દુરાચારી આ સંસારમાં કોણ હશે ? મારા આત્માના ધિક્કારમાં હું સદા દુઃખી રહું છું."

આ સાંભળી ઉમરે કહ્યું,—" ઇશ્વરે જે ગુપ્ત રાખ્યું છે, તે પ્રગટ કરી હીન બનવાથી શો લાભ ?" મહમ્મદ (સ) ની વાતથી કોપીત થઇ કહ્યું, પરલોકમાં દુઃખ ભોગવવા કરતાં સંસારમાં લજ્જીત થવું વધુ ઠીક છે. ફરી એને માટે પ્રાર્થના કરી મહમ્મદે (સ) કહ્યું,—" હે પરમાત્મા ! એને બળ અને શ્રદ્ધા દો, એના શરીરમાંથી કમજોર દુર કર." ફરી ઉપાસકો તરફ દ્રષ્ટિ કરી મહમ્મદે (સ) કહ્યું,—" જો મેં કોઇને પણ ઇજા કરી હોય, તો તેના બદલા માટે હું મારી પીઠ ખોલું છું, મને મારીને તમારું કર્જ પુરૂં કરો. જો મેં કોઇનું કર્જ કર્યું હોય, તો કહો, કે જેથી હું એ કર્જથી મુક્તિ મેળવું." આ વાત સાંભળી પ્રાર્થના કરનારાંમાંથી એકે ઉભા થઇ કહ્યું,—" તમારી આજ્ઞાનુસાર મેં એક ભિક્ષુકને થોડા રૂપીઆ આપ્યા હતા. આજે તમને કર્જમાંથી મુક્ત કરાવવા તે વાતની હું યાદ આપું છું." મહમ્મદે (સ) તરતજ તેનું કર્જ ચૂકવી આપ્યું. ત્યારબાદ મહમ્મદે (સ) ધર્મપ્રચાર માટે જીંદગીનો અંત આણનાર મુસલમાનોને

માટે પ્રાર્થના કરી. પ્રાર્થના પછી મહમ્મદે (સ) મક્કાવાસી મુસલમાનોએ કહ્યું, કે—"તમે સદા અનસારીઓને માન આપજો; સમય જતાં મુસલમાનોની સંખ્યા વધશે; પરંતુ અનસારીઓની સંખ્યા વધુ નહિ થશે. અનસારી લોકોજ મારાં કુટુંબીઓ છે. એઓએજ મને સહાયતા આપી છે જેઓ એમના બંધુઓ છે, તેમનું હિત કરો, અને જેઓ એમનાં દુશ્મન છે, તેમની સાથે સર્વ રીતનો વ્યવહાર બંધ કરો." પછી સર્વ ઉપાસકોને સંબોધીને તેમને કહ્યું,—"અરબ દેશમાં કોઇ પ્રકારની મૂર્તિનું નામ-નિશાન પણ ન રહેવા દેશો. જેઓ મુસલમાન ધર્મ ગ્રહણ કરે, તેમને ભાઇ સમજી સમાન હકક આપજો. સર્વથી અધિક પ્રાર્થના મારી એ છે, કે—નિરંતર પ્રભુની પ્રાર્થના કરજો. ઇશ્વરની આજ્ઞા છે, કે કોઇ પ્રકારનો અન્યાય ન કરશો. અને જેઓ પૃથ્વીના ધન-મલ્થી મતવાળા થશે, તેઓ પરલોકમાં સુખી થશે. કેવળ ધાર્મિક મનુષ્યોજ સુખના અધિકારી છે."

મહમ્મદે (સ) હૃદયના આવેગમાં અનેક વાતો કહી દીધી. એનું કૃશ શરીર વિશ્વાસની શક્તિથી ઉત્તેજીત થઇ ઉઠ્યું અલી (ક) ની ખાંધનો ટેકો લઈ પછી મહમ્મદ (સ) આયશા (ર) ને ઘેર આવ્યા. મહમદ (સ) એટલા તો કમજોર થઇ ગયા, કે ખાટલા પર પડતાંની સાથેજ બેહોશ થઇ ગયા. બહુ પ્રયત્ન પછી એમને શુદ્ધિ આવી. માંદગી દિન પર દિન વધવા લાગી. શુક્રવારને દિવસે સર્વ મુસલમાનો એકત્ર થઇ પ્રાર્થના કરતા હતા. આજે શુક્રવાર હતો, સર્વ નમાજ માટે મસ્જીદમાં જવા તૈયાર થયા. શિર અને છાતી પર શીતળ જળ છાંટી મહમદ સ્વસ્થ થયા. એમની ઇચ્છા ઉપાસના કરી સ્વસ્થતા પ્રાપ્ત કરવાની હતી.

પરંતુ ખાટ ઉપરથી ઉઠી ચાલવા માટે જેવા જાય છે કે તરતજ મહમ્મદ (સ) બેહોશ થઇ પડી ગયા. ભાન આવતાં મહમ્મદ (સ) એ એ દિવસે ઉપાસના કરાવવાનું કામ અબુબકકર (ર) ને સોંપ્યું. એ દિવસે મહમ્મદ (સ) ને વેદી પર ન જોઇ મુસલમાનો વ્યાકુળ થયા. કેટલાક એમને મૃત્યુવશ થએલા માની રૂદન કરવા લાગ્યા. અબુબકકર (ર) તેમને રડતાં ન રોકી શક્યા. ત્યારે મહમ્મદ (સ) અતિ કષ્ટથી અલી (ક)અને અબ્બાસની ખાંધનો ટેકો લઇ મસ્જીદમાં આવ્યા. મહમ્મદ (સ) નાં દર્શન કરી સર્વ પ્રસન્ન થયા. તેમના આવવાથી અબુબકકર (ર) વેદી પરથી ઉતરવા લાગ્યા. પરંતુ મહમ્મદ (સ) એ એમનેજ પ્રાર્થના કરાવવાનું કહ્યું અને પોતે બીજાઓની સાથે ઉભા. પ્રાર્થનાના અંતમાં મહમ્મદ (સ) એ કહ્યું, " મને ખબર પડી છે, કે મારા મૃત્યુના સમાચારથી તમે દુઃખી થયા છો. પરંતુ મને બતાવો કે કોનું મૃત્યુ નથી થતું ? શું હું અમર થઈ તમારી સાથે સદા રહી શકું એમ છે ? સર્વ કાંઇ ઇશ્વરની ઇચ્છાથીજ થાય છે. એની ઇચ્છા વિના કંઇ થઇ શકતું નથી. જેણે મને અહિં મોકલ્યો છે તેનીજ પાસે હું પાછો જઇશ. તમને મારૂં અંતિમ કહેવાનું એ છે, કે તમે સદા ઐક્ય રાખજો. પરસ્પર પ્રેમ અને સન્માનથી વર્તજો. વિપત્તિમાં પરસ્પર સહાય કરજો ઇશ્વરના ચુસ્ત ભક્ત બની ધર્મ કાર્યમાં સચ્ચા રહેજો. પ્રાર્થના શ્રદ્ધા, અને શુદ્ધ કર્મોથી મનુષ્ય સૌભાગ્યવાન બને છે, એનાથી વિપરીત કામ નરકાગારમાં ફેંકે છે. "

મહમ્મદ (સ) નો ઉપદેશ સર્વએ શ્રવણ કર્યો. પોતાના ધર્મ પિતાનો મૃત્યુનો સમય નજીક આવતો જોઇ સર્વ રૂદન કરવા લાગ્યાં જેણે હૃદય બદલ્યું, જેણે ખોટા સંસ્કારોનો નાશ કરી

દયાનો પ્રચાર કર્યો, જેણે એક જાતિમા એકત્ર કરી આરબ નિવાસીઓને લોખંડની દિવાલની માફક દઢ બનાવ્યા, તેની ચિર-નિંદ્રાની કલ્પના માત્ર કરતાં મુસલમાનો આક્રંદ કરવા લાગ્યા. તેમને આશ્વાસન આપતાં મહમ્મદ (સ) કહેવા લાગ્યા, કે—" આ સસારને છોડી હુ જ્યાં જાઉં છું, ત્યાં તમે પણ એક દિવસ આવશો. મોત કોઇનેયે મૂકતું નથી, આખી જીંદગીભર મેં તમારા કલ્યાણનાં પ્રયત્નો કર્યા છે, અને મૃત્યુ પછી પણ તમારોજ થઇ રહીશ. "

શિષ્યોને આશ્વાસન આપી મહમ્મદ (સ) ઘેર આવ્યા. બીજે દિવસે તબીઅત સુધારા પર આવી, મુખ પર આછુ રક્ત દીસવા લાગ્યું. અલી (ક) અબુબકર (ર) અને ઉમર આદિ શિષ્યો આખી રાત ઉજાગરો કરી સુસ્ત થઇ ગયા હતા. આજે મહમ્મદ (સ) ને સ્વસ્થ જોઇ એ લોક આરામને માટે સ્વગૃહે ગયા. ફક્ત આયશા (ર) મહમ્મદ (સ) પાસે બેસી રહી. બુઝાતા દિપક જેમ એકાએક પ્રકાશી સદાને માટે અસ્ત પામે છે, તેવી મહમ્મદ (સ) ના જીવન દીપકની પણ દશા થઇ આરામ પછી તરતજ મહમ્મદ (સ) નું કષ્ટ ચારગણુ વધી ગયું. મૃત્યુ નિકટ આવતું જોઇ મહમ્મદે (સ) ગુલામોને મુક્ત કરવાની આજ્ઞા આપી. પોતાનું જે કાંઈ હતું, તે ગરીબોને અર્પણ કરી દીધું. આકાશ તરફ દ્રષ્ટિ કરી મહમ્મદ (સ) બોલ્યા,—" હે પરમાત્મા ! આ કષ્ટમા તું મારો સહાયક બન. " આયશા (ર) એ આ સ્થિતીથી બ્હીને અબુબકર (ર) અને હાફજાને માટે તેડવા મોકલ્યું. મહમ્મદ (સ) ના શીરને પોતાની ગોદમાં રાખી હાફજાએ શીતળ જળની ધારા મસ્તક અને છાતી પર છાંટી. મહમ્મદ (સ) ની આંખો સ્થિર થઇ ગઇ. બંને હાથો

છોડી એણે રૂંધાયલે કંઠે કહ્યું,—" ઇશ્વર તારી ઇચ્છા પૂર્ણ થાઓ. આજે હું મારા સ્વર્ગના મિત્રોને મળીશ. " આ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં મહમ્મદ (સ) ની આંખો બંધ થઇ ગઇ ! હાથ પગ ઠંડા થઇ ગયા પ્રાણ પક્ષી ઉડી ગયુ !!

મુસલમાની ધર્મનો પ્રણેતા આજે દુર-સદુર સ્વર્ગે સીધાવ્યો આયશા (૧) છાતીફાટ રૂદન કરવા લાગી, એનું રૂદન સાંભળી બીજી સ્ત્રીએ પણ આવી પહોંચી, હવે રૂદનના અવાજથી આકાશ પણ ફાટવા લાગ્યું. મહમ્મદ (સ) ના દેહ વિલયની ખબર વીજળીની ત્વરાએ આખા શહેરમાં ફેલાઇ. સર્વ એક ક્ષણને માટે તો કિંકર્તવ્ય મૂઢ બની રહ્યા. સર્વ પોતાનો કામ ધંધો પડતો મૂકી મહમ્મદ (સ) ના ઘર તરફ દોડવા લાગ્યા એના મૃત શરીર તરફ દ્રષ્ટિ કરી ઘણાએ કહ્યું. કે ' એ તો બેહોશ થયા છે ! અમને છોડીને એ બીજે જાયજ નહિ. " મહમ્મદ (સ) ના ઘર તરફ જાણે માનવ સમુદ્ર ઉલટયો ! ચારે તરફ રૂદનનો અવાજ સંભળાવા લાગ્યો. બધી જમીન ભક્તોનાં અશ્રુઓથી ભીંજાઇ ગઇ ! ઉમરે તલવાર કાઢી કહ્યુ, કે—" જો કોઇ એમ કહેશે કે મહમ્મદ (સ) મૃત્યુ પામ્યા છે, તો તેનું શીર આ તલવારથી છુટું કરીશ. " મહમ્મદ (સ) થોડા સમયને માટે છૂપાઇ ગયા છે, તરતજ પ્રાણ જાગૃત થશે. " મુસલમાનોને પણ મહમ્મદ (સ) મરી ગયા છે, એમ વિશ્વાસ ન આવ્યો. રૂદન અવાજ સાંભળી અબુબક્કર (૨) પણ દોડતા આવ્યા. મહમ્મદ (સ) ની છાતી પરથી કપડુ દુર કરી એ વારંવાર છાતીને ચુંબન કરી ગદ્‌ગદ્‌ સ્વરે કહેવા લાગ્યા, કે—' તમેજ, હે મહમ્મદ ! મારા માતા તથા પિતા હતા. " પોતાના અશ્રુ વરસાદથી મહમ્મદ (સ) ની

છાતી અબુબકરે (ર) ચીજવી નાખી. એનું શરીર ફરી ઢાંકી અબુબકર (ર) ઉમરને ધીરજ આપવા ગયા, પરંતુ ઉમરના સમજમાં એ વાત ન ઉતરી, કે મહમ્મદ (સ) આ દુનિયાનો સદાને માટે ત્યાગ કરી ગયા છે. અબુબકરે (ર) લોકોને સંબોધીને કહ્યું,—“ જો તમે, મહમ્મદ (સ) પર વિશ્વાસ રાખતા હો તો સાંભળોઃ—આજે એમનું મૃત્યુ થયું છે, પરંતુ જો ઇશ્વર પર તમે વિશ્વાસ રાખતા હો તો સમજો, માનો કે મહમ્મદ (સ) નું મૃત્યુ કદી નથી થવાનું. મહમ્મદ (સ) ઇશ્વરના ધર્મના પ્રચારક હતા. પુરાણા ધર્મ પ્રચારકો જેમ પોતાનો વખત પુરો થતાં ચાલી ગયા, તેમજ મહમ્મદ (સ) પણ ચાલી ગયા છે. ઇશ્વરે કુરાનમાં પણ પ્રસિદ્ધ કર્યું છે, કે મહમ્મદ (સ) એના દૂત હતા, અને મૃત્યુ આધિન છે. શું તમે એના ધર્મ અને આજ્ઞાની અવગણના કરશો ? પણ યાદ રાખજો કે જો તમે વિધર્મી થઇ જશો તો ઇશ્વરને કંઈ હાનિ નથી, પરંતુ તમારીજ દુર્દશા થશે ” અબુબકર (ર) ની વાત સાંભળી મુસલમાનો વધુ રૂદન કરવા લાગ્યા. ઉમર જમીન પર આળોટી કહેવા લાગ્યો,—“ હા ! મારા બંધુ ! હે મારા સહાયક ! ”

સન ૬૩૨ ની ૯ મી જુનને સોમવારે મહમ્મદ (સ) પોતાના નશ્વર શરીરનો ત્યાગ કરી અનંત ધામમાં પધાર્યા. સૂર્યની જેમ જે અખીલ અરબ પ્રદેશમાં તપી રહ્યા હતા, તેનો સદા સર્વદાને માટે અસ્ત થયો ! ભક્તોને ચારે તરફ અંધકાર દીસવા લાગ્યો. અલી (ક) અને એના આત્મીય બંધુઓએ મહમ્મદ (સ) ને સુગંધીત જળમાં નવડાવી ઉપરથી સુગંધીત લેપન કરી બે શ્વેત વસ્ત્રો પહેરાવી ઉપર ત્રીજું શ્વેત વસ્ત્ર ઢાંક્યું. તરેહ તરેહની

સુગંધી ઉપર છાંટી, મૃત દેહને પાલખીમાં (૧) બહાર લાવવામાં આવ્યો લાખો કંઠમાંથી એજ પ્રાર્થના નીકળવા લાગી. એ મહા ધ્વનિથી આકાશ વિદિર્ણ થયું. ત્રણ દિવસ સુધી મહમ્મદ (સ) ના શરીરની આસપાસ એકઠા થએલા સ્ત્રી પુરૂષોએ પ્રાર્થના કરી. આ ત્રણ દિવસમાં ન તો કોઇએ નિંદ્રા લીધી, ન તો કોઇએ અન્નજળ લીધું. ત્રણ દિવસ પછી સર્વેએ મહમ્મદ (સ) ના મૃત શરીરને અશ્રુઓથી ભીંજાવી દઇ સમાધિસ્થ કર્યું. ઘણાએ એને મક્કામાં, તો અનસારીઓએ મદીનામાં, તો કોઇએ જેરૂસલેમમા મહમ્મદ (સ) ને સમાધિસ્થ કરવાની સૂચના કરી. પરંતુ અબુબકર (ર) ની આજ્ઞાથી આયશા (ર) ના ઘરમાંજ મહમ્મદ (સ) ને સમાધિસ્થ કરવામાં આવ્યા. સમાધિ દીધા પછી લોક આંસુ સારતા સારતા ઘેર પાછા ફર્યા. સ્ત્રી પુરૂષોના હાહાકારથી મદિના નગર શ્મશાનવત દીસવા લાગ્યુ.



## બારમું પ્રકરણ.



## —ધર્મ વૃક્ષનું મધુર ફળ—





જ્વલંત વિશ્વાસ અને અગમ્ય ઉત્સાહની મૂર્તિ ઇશ્વર પ્રણીત દુત મહમ્મદ પયગંબર (સ) ને આ સંસાર ત્યાગ કર્યાને આજે ૧૩૦૦ વર્ષ પ્રાયઃ વીતી ગયાં છે, પરંતુ હિંદુસ્તાનથી તે અલજીરીઆ સુધીના ભૂપ્રદેશો આજ

મહમ્મદ (સ) ના નામ પર આત્મસમર્પણ કરી રહ્યા છે. હૃદય અને મન ખોલી ગતદિન એનાજ નામની ઘોષણા કરી રહ્યા છે. તુર્કી નગરો, આફ્રિકા અને અરબ પ્રદેશના રણો –મરૂભૂમિ–ઇરાનનાં શિખરો, અફઘાન રાજ્યના ઉંચા ઉંચા પર્વત શૃંગો, હિંદનાં વિશાળ ક્ષેત્રો, તથા મીસર અને ઇરાનના પીરામીડો રાતદિન મહમ્મદ પયગંબર (સ) નો જયઘોષ કરી રહ્યાં છે. કેટલાકો કહે છે, કે મહમ્મદ (સ) કપટી હતા. તેરસો વરસ સુધી જેના ઉપર વિશ્વાસ રાખી કરોડો લોકોએ પોતાની જીંદગી એના ધર્મની પાંખની હુંફ નીચે પસાર કરી, તે મહા ભાગ શું કપટી હોય ? જેઓ એનું આંતર અને બાહ્ય ચારિત્ર જાણતા હતા જેઓ એના સ્વજન હતા, તેઓજ પહેલાં મહમ્મદ (સ) ના શિષ્ય બન્યા હતા જો મહમ્મદ (સ) કપટી હોત તો એના ભાઇ બંધુઓજ પહેલાં એના અવગુણ જોત. કપટ અને જુઠી વાતોથી સંસારના દસ, વિસ અથવા પચાસ આદમીઓ મોહિત થઇ શકે, પરંતુ અઢાર કરોડ મનુષ્ય એવા પુરૂષને આ લોક અને પરલોકનો તારણકર્તા નહિ માની શકે. અસત્ય અને લુચ્ચાઇથી કદી પણ કોઇ ધર્મની સ્થાપના થઇજ ન શકે. એવા ધર્મ તો પાણીના પરપોટાની જેમ નષ્ટ થઇ જાય છે મહમ્મદ (સ) આત્મા–પરમાત્માના પ્રશ્નને વિચારતા વિચારતા ઘણાજ ઉંડા ઉતરી ગયા હતા. અરબ–પ્રદેશની મહા દુર્મતિ જોઇ એમણે દુઃખી હૃદયથી ધર્મનો નિશ્ચય કર્યો શુભ ક્ષણમાં સંસારના તારણકર્તા ઇશ્વરે–ખુદાએ પોતાના દિવ્ય લોકનાં મહમ્મદ (સ) ને દર્શન આપી નવજીવન–દાન કર્યું. એજ બળ પર થંભી મહમ્મદે (સ) નવા ધર્મનો પ્રચાર કર્યો. ધન, માન અને ગૌરવની ઇચ્છા હૃદયમાં રાખી એણે ધર્મની સ્થાપના નહોતી

કરી. રાજમુગટ એની સમીપ તુચ્છ હતો. પૃથ્વીના સિંહાસનને એ ઠોકર મારતા હતા. સંસારીક યશ-કિર્તીના ભુખ્યા મહમ્મદ (સ) ન હતા. જીવન-મૃત્યુના ગંભીર તત્વનો પ્રચાર કરવો, એજ એમના જીવનનું લક્ષ હતું, અને એ લક્ષ્યની પૂર્ણાહુતિ થતાંજ એ આ સંસારમાંથી ચાલી ગયા! ધન, દોલત તો એમના પગ પાસે પડી રહેતી, પરંતુ એથી મહમ્મદ (સ) ડગ્યા નહિ. સમસ્ત આરબ-પ્રદેશ એમની આંગળી પર નાચતો હતો. પરાજીત દુશ્મનોની ધન-સંપત્તિ એમના સમક્ષ ધરવામાં આવતી, પરંતુ પોતાની ભિખારી દશાનો ત્યાગ મહમ્મદે (સ) નજ કર્યો. સાધારણ વસ્ત્રથી એઓ પોતાનું અંગ ઢાંકતા, ખજૂર ખાઇ જીવન ટેકવી રાખતા અને ચટાઇ પર શયન કરી રાત્રિ પસાર કરતા હતા. મહમ્મદ (સ) પોતાનાં કપડા સ્વયં શીવતા, અને ઘરમાં ઝાડુ પણ પોતેજ કાઢતા!! મોટા મોટા રાજમુગટો એમના પગ પર ઝુકી રહ્યા હતા. પરંતુ મહમ્મદ (સ) તો દરિદ્ર વેશમાંજ પોતાનું જીવન નભાવતા હતા. સંસારની નશ્વર સંપત્તિ એમના પર અધિકાર ન મેળવી શકી. એમનું હ્રદય તો હંમેશ ઈશ્વર તરફજ વળ્યું રહેતું. સત્ય સેવક બની એમણે પોતાનુ જીવન-નાવ હંકાર્યું. સત્યના અમિત બળ ઉપરજ મહમ્મદે (સ) અસંખ્ય શત્રુઓને પરાજીત કર્યા. લોક કહે છે, કે "મુસલમાન ધર્મ તલવારના જોરથી ફેલાયો છે, પરંતુ ઈશ્વરનાં દર્શન કરી મહમ્મદે (સ) જ્યારે પોતાના હ્રદયની વાત ખુદૈજા (ર) સન્મુખ કરી ત્યારે તલવાર ક્યાં હતી? જ્યારે શનૈઃ શનૈઃ એક એક કરતા અનેક એના શિષ્ય થયા, ત્યારે તલવાર ક્યાં હતી? કુરૈશોએ અસીમ અત્યાચારનો વાયુ ફેલાવ્યો, અને મુઠ્ઠીભર મુસલમાન-સમાજે તે શાંત રીતે સહી લીધો, ત્યારે

તલવાર ક્યાં હતી ? જ્યારે મુસલમાન ધર્મ સ્વીકારવાને લીધે સેંકડો ભકતોને સ્વદેશ અને જન્મભૂમીમાંથી દુર કરવામાં આવતા હતા, તેઓ અસીમ કષ્ટો ભોગવી પ્રાણુદાન દઇ રહ્યા હતા, ત્યારે તલવાર ક્યાં હતી ? જ્યારે અર્ધ રાત્રીને સમયે મદીનાવાસીઓએ મહમ્મદ (સ) ને ગુરૂ બનાવ્યા, અને જીવન મરણની સંધિ સ્થાપન કરી, ત્યારે તલવાર ક્યાં હતી ? મુસલમાન ધર્મ શ્રદ્ધાની ટોચ પર પગ ભર છે. શ્રદ્ધાનાજ બળથી મુસલમાનોએ પોતાના અનંત શત્રુઓ પર વિજય મેળવ્યો. શ્રદ્ધાથીજ સંસારમાં મુસલમાન ધર્મની વિજય પતાકા ફરકી રહી ! ”

જે ધર્મની સંજીવની-માત્રાની-શકિતએ અસભ્ય અરબ નિવાસીઓને સભ્યતાની ટોચ પર ચઢાવી દીધા, એ ધર્મને એક ઢોંગીનો ધર્મ કેવી રીતે કહી શકાય ? નવીન જ્ઞાન પ્રાપ્ત કરી મુસલમાનોએ જ્ઞાન-વિજ્ઞાન આદિ વિદ્યાની સર્વ શાખાઓમાં પૂરી ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. જ્યારે અબ્દુલ મામુન બગદાદનો સ્વામિ હતો, ત્યારે એક મુના નામના મુસલમાને જ્યોતિષની અનેક વાતો શોધી કાઢી. ખલીફા મુતાજીદના સમયમાં મુસલમાનોએ બીજ-ગણિતથી ખેતરોના ગણિતનો હિસાબ શોધી કાઢ્યો. બાતાની નામના એક મુસલમાન પંડિતે ત્રિકોણ મિતિનો વ્યવહાર—Theory—અને અબુલઓફે નામના પંડિતે છેદન રેખા-Secant-અને સ્પર્શ રેખા-Gangent ની શોધ કરી હતી રસાયન વિદ્યા, વનસ્પતિ વિદ્યા, ભૂવિદ્યા, પ્રાણી શાસ્ત્ર, કૃષિ શાસ્ત્ર આદિ શાસ્ત્રોમાં મુસલમાનો દ્વારા એ વખતે સુંદર ઉન્નતિ થઇ હતી. કુફા નગરના અબુજાફર નામક પુરૂષે રસાયન વિદ્યામાં મોટું નામ મેળવ્યું હતું. શરીર વિદ્યા અને વૈદકમાં પણ મુસલમાનો પારંગત થયા હતા. બગદાદ, કાહીરા

અને કૈજ નગરોના બાગોમાંથી તરેહ તરેહની લતા વૃક્ષ અને બીઆંનો સંગ્રહ કરી, મુસલમાન હકીમો પોતાના શિષ્યોને ચિકિત્સા પ્રણાલી શીખવતા હતા.

કૃષિ વિદ્યામાંએ મુસલમાનો દ્વારા વિશેષ ઉન્નતિ થઇ છે. ધાતુ–વિદ્યામાં એઓ કેટલા કુશળ હતા તેનું પ્રત્યક્ષ પ્રમાણ ટોલિડો, દમિશ્ક અને ગ્રેનાડાની મશહુર તલવારો છે.

યુરોપે આ કળાની ઘણી હરિફાઇના પ્રયત્ન કર્યા, પણ કોઇ દેશથી એવી તલવારો તો નથીજ બની શકતી. ગૃહ–નિર્માણ ક્રિયામાંયે મુસલમાનોએ સારી ઉન્નતિ કરી હતી. એનું પ્રત્યક્ષ પ્રમાણ જગ વિખ્યાત તાજમહાલ નમુના રૂપ છે. પહેલાં મુસલમાનો ચિત્ર વિદ્યાથી ડરવા લાગ્યા, કે રખેને ફરી મુર્તિપૂજા દાખલ થઇ જાય, પરંતુ મુસલમાન ધર્મ એટલો બધો દૃઢ થયો, કે ફરી મુર્તિપૂજાનો ભય લેશ માત્ર પણ ન રહ્યો ત્યારે તેમણે ચિત્રકામ તરફ ધ્યાન પરોવ્યું અને એમાં નમનેદાર ઉન્નતિ કરી. કાવ્ય, ઉપન્યાસ અને ઇતિહાસની રચનામાં મુસલમાનો પ્રખ્યાત છે. શત્રુઓનાં કાતીલ હથીઆરોથી ડરી જે મુસલમાનો વિદેશ નાશી ગયા હતા, એમની અસીમ સાધનાનું ફળ વર્તમાન–મુસલમાન સમાજ છે. દુર્ગતિ–ગ્રસ્ત અને કલહ પ્રિય જાતીઓને એમણે દૃઢ શક્તિ સંપન્ન બનાવી દીધા. જેમને માટે વર્તમાન યા ભવિષ્યમાં કશીજ આશા ન હતી, જેઓ અજ્ઞાન અને અંધારાના કુવામાં પડી રહ્યા હતા, તેમનામાં મહમ્મદે (સા) જીવન સંચાર કર્યો. યુરોપ જે સમયે ઘોર અંધકારમાં હતું, તે વખતે મહમ્મદે (સા) અરબ પ્રદેશમાં જ્ઞાનની જ્યોતિ જગાવી. મુસલમાનોની ઉન્નતિ સાથે યુરોપની ઉન્નતિની પણ શરૂઆત થઇ ગઇ. પ્રાચીન કાળથી સ્ત્રીઓ

અધિક દુર્ગતિ ભોગવતીજ આવી છે. વિરતા અને અભિમાનમાં છકેલી પ્રાચીન જાતીઓ સ્ત્રીઓને કુતરા, બિલાડાં સમ લેખી અધિક આદર નહોતી આપતી. મહમ્મદ પયગંબર (સ) ના જન્મ વખતે અરબ-દેશમાં બહુ વિવાહ અને વ્યભિચાર દ્વારા સ્ત્રીઓના પર કષ્ટનો અંત ન હતો. સ્ત્રીઓ પુરૂષોની દાસી જેવી દશામાં જીંદગી વીતાવતી હતી. સંસારની કોઇપણ ચીજો ઉપર સ્ત્રીઓનો અધિકાર નહોતો સ્વીકારવામાં આવતો. આ અસીમ કષ્ટથી સ્ત્રીઓ ઉદ્ધારવા ખાતર મહમ્મદે (સ) એવો નિયમ બનાવ્યો હતો, કે કોઇપણ પુરૂષ ચારથી અધિક સ્ત્રી ન પરણી શકે. એની સાથે એમ પણ કહેવામાં આવ્યું, કે ચારે સ્ત્રીઓની સાથે સમાન પ્રેમ ન રાખી શકાય એમ હોય, તો એકજ સ્ત્રી સાથે વિવાહ કરવો. મહમ્મદ (સ) ના વખતમાં લોકો કારણવશાત્ અને વિના કારણેયે સ્ત્રીઓનો ત્યાગ કરી દેતા, અને એવી ત્યજાયલી સ્ત્રીઓની જીંદગી બરબાદ થઇ જતી, એથીજ કુરાનમાં વારંવાર સ્ત્રીઓનો ત્યાગ ન કરવાની આજ્ઞા કરવામાં આવી છે. મહમ્મદે (સ) સ્ત્રીનો ત્યાગ કરવાની એવી રીતે રજા આપી છે, કે જ્યારે સ્ત્રીપુરૂષ ઉભય, વિશ્વાસઘાત કરે અથવા આંતર કલહથી ગૃહસ્થાશ્રમ ન નભી શકતો હોય, ત્યારે અને એકએક મહિનાનાં અંતરમાં સ્ત્રી સ્વામીનો ત્યાગ કરવાનું કહે ત્યારે સ્ત્રીનો ત્યાગ કરવાની આજ્ઞા મહમ્મદે (સ) આપી છે.

મહમ્મદ (સ) ના જમાનામાં પોતાના બાપના ધન પર બેટીઓનો-છોકરીઓનો હક્ક ન હતો, પરંતુ મુસલમાન ધર્મ અનુસાર પુત્ર જીવતાં છતાંયે પિતાની મિલ્કત પર પુત્રીનો અધિકાર છે. ઇસાઇ અને હિંદુઓમાં પુત્રના જીવતાં પુત્રીનો શો હક પિતાની

મિલ્કત પર નથી હોતો, પરંતુ સમાનતાનાં તત્વનાં પ્રવર્તક મહમ્મદ પયગંબરે (સ) પુત્ર અને પુત્રીના હકક સમાન કરી દીધા. સ્ત્રી જાતીનો આવો સમાન હક્ક બીજા કોઈ ધર્મ—પ્રચારકે નથી સ્થાપ્યો.

મહમ્મદ (સ) ના જમાનામાં ગુલામીની પ્રથાનું ભારે જોર હતુ. મહમ્મદ પયગંબર (સ) કહી ગયા છે, કે ગુલામોને આઝાદી અપાવવા જેવુ ઇશ્વરને વધુ પ્યારૂં કોઇ કામ નથી અનેક અપરાધોનું પ્રાયશ્ચિત એમણે એમ માન્યુ છે કે, ગુલામોને આઝાદી આપવી. કુરાનમાં આજ્ઞા આપવામાં આવી છે, કે તમારા સ્વય કમાયલા ધનથી ગુલામો આઝાદ થઇ શકશે. જેઓ ધન કમાઇ આઝાદી ન મેળવી શકે તેમને માટે વ્યવસ્થા કરવામાં આવી છે, કે સર્વ–સાધારણ–પુરૂષોના ધનથી એ લોક મુક્ત થઇ શકે. એ પણ નિયમ બનાવવામા આવ્યો, કે સ્વામિ દાસ–ગુલામ પર અત્યાચાર નહિ કરી શકશે જેવું સ્વામિ ખાય, પીએ, ઓઢે, પહેરે તેવુ જ દાસને પણ આપવું.

જે ધર્મે અસભ્ય અરબ પ્રદેશને જડવાદથી ઇશ્વરપૂજા શીખવી, નારી જાતીનાં દુખ દૂર કર્યાં, અજ્ઞાન દૂર કરી જ્ઞાન ચર્ચા ચલાવી, ગુલામીની જબરજસ્ત બેડીઓને હચમચાવી ઢીલી કરી દીધી, તે ધર્મે શુ મિષ્ટ ફળ નહિ આપ્યાં હોય ? મહમ્મદ પયગબરે (સ) ઈસ્લામ ધર્મ દ્વારા જે જે મધુર ફળ ઉત્પન્ન કર્યાં છે, તેનો સ્વાદ લઇ કરોડો સ્ત્રી પુરૂષો આજે જ્ઞાન પ્રાપ્તિ કરી રહ્યા છે.

મહમ્મદ પયગંબર (સ) સ્ત્રી જાતિના મહાન બંધુ હતા. સ્ત્રીઓનુ કષ્ટ દૂર કરવા એઓ અનેક પ્રકારના ઉપાય કરી રહ્યા

હતા. અત્રે એક સત્ય દૃષ્ટાંત તેની સાક્ષી પૂરે છેઃ—જ્યારે મહમ્મદ (સ) સાહેબ એક દિવસ મક્કેથી મદિના જતા હતા ત્યારે તાયફ નગરના એક નાગરીકનું મૃત્યુ થયું. એ પોતાની સર્વ સંપતિ, માતા, પિતા અને પુત્રોમાં વહેંચી ગયો, પરંતુ પોતાની પત્નિના ભરણપોષણનું સાધન ન કરી ગયો. મહમ્મદે (સ) તે વિધવાના દુ:ખથી દુ:ખી થઇ મુસલમાન–સમાજમાં નિયમ પ્રચલીત કર્યો, કે અન્ય વારસોની માફક પતિની સંપત્તિ ઉપર પત્નિનો પણ હક્ક છે. ત્યારથીજ મુસલમાનોમાં વિધવા પણ પતિની સંપત્તિની ઉત્તરાધિકારીણી બની.

આયશા (ર) મહમ્મદ (સ) ની ધર્મ પત્નિ હતી, એણે કહ્યું હતું, કે પ્રાર્થના સમયે મહમ્મદ (સ) પોતાની શુદ્ધ–બુદ્ધિ ભૂલી જાય છે, બ્રહ્મમાં લીન થઇ જાય છે એ વખતે એના મુખ પર અપૂર્વ જ્યોતિ દૃષ્ટિ ગોચર થતી હતી. બીજાની તો વાત શું પણ સ્વયં આયશા (ર) પણ તે વખતે પોતાના પતિને—સર્વ મુસલમાનોના મહમ્મદ પયગંબર (સ) ને ઓળખી ન શકતી. પ્રાર્થના સમયે મહમ્મદ (સ) ના હૃદયનું પરિવર્તન માત્ર નહિ, પરંતુ રક્ત શરીરના માંસલ ભાગોમાં પણ પ્રસરી જતું હતું.

એક પ્રસંગે કોઇ શિષ્યે મહમ્મદ (સ) ને પહેરવા માટે સાફો–ફેંટો આપ્યો. એક દિવસ ઇશ્વરની પ્રાર્થના કરતી વખતે મહમ્મદ (સ) નું મન ઇશ્વર પર ન ચોટતાં એ ફેંટા તરફ આકર્ષાવા લાગ્યું. વિલાસની ચીજોને ઇશ્વરના માર્ગમાં રોકાણ કરતી જોઇ મહમ્મદે (સ) તે એક ગરીબને આપી દીધો, અને ફરી કદી પણ વિલાસની વસ્તુઓને હાથ માત્ર પણ ન લગાડ્યો.

મહમ્મદ (સ) સાહેબ સદા એમજ કહેતા, કે કર્મનું ફળ

જરૂર મળશે, એ હરેક કામ કરતાં પહેલાં ઇશ્વર-ખુદાને સાક્ષી રાખી એના ફળને જોઇ લેવાનું દરેક મુસલમાનની ફરજ માનતા હતા. ઓહદના યુદ્ધમાં પ્રથમ મુસલમાનોની જીત થઈ હતી. શત્રુઓ મેદાન છોડી નાસી રહ્યા હતા શત્રુઓનો માલ લુંટવા મહમ્મદે (સ) તીરકામઠાવાળાઓને તૈયાર કર્યા હતા, પરંતુ આખર સુધી ત્યાં તેઓ ન ઉભા રહ્યા. આ કર્તવ્ય ભ્રષ્ટતાના પ્રાયશ્ચિતમાં મુસલમાનોને હારવું પડયું, અને પોતાના સેંકડો વીરોને ગુમાવી આપી પાપનું પ્રાયશ્ચિત કર્યું. મહમ્મદ (સ) ને વિશ્વાસ હતો, કે જ્યારે પાપ કરશો, ત્યારે પ્રાયઃ ફળ મળશે.

સર્વ પ્રકારના સંસારિક ધર્મનું પાલન કરી પરલોકનું કાર્ય કરવુ-ઇશ્વર સ્તવન કરવુ-એજ મુસલમાન ધર્મનો ઉદેશ છે. એક વખતે મહમ્મદે (સ) પોતાના શિષ્યો સન્મુખ જીન્નત-નર્કનું વર્ણન કર્યું.

× × × ×

ગીતામાં પણ શ્રીકૃષ્ણે અર્જુનને એજ ઉદેશ્યનું કહ્યું છે, કેઃ—

સંસારમાં સરસો રહેને મન મારી પાસ,<br>
.....................તેને માનું મારો દાસ.

પાપોનાં ભયાનક પ્રાયશ્ચિતની વાત સાંભળી અબુબકકર (ર) અલી (ક) વગેરેએ પ્રતિજ્ઞા લીધી, કે "સસારના કાર્યમાંજ પોતાનો અમૂલ્ય વખત ન ગુમાવવો. સંપૂર્ણ સમય ઇશ્વર ધ્યાન-માંજ લીન રહેવું, અને દીનભર ઉપવાસ, અને રાત્રીએ પ્રાર્થના કરવી. કેવળ એક કામળો લઇ બ્રહ્મચારી બની પૃથ્વી પર ઘૂમીશું." આ પ્રતિજ્ઞા સાંભળી મહમ્મદે (સ) કહ્યું હતું, કે "દુનીઆનો

ત્યાગ કરવાની ઇશ્વરની આજ્ઞા નથી, તમે રોજા રાખો, પરંતુ ભોજન પણ કરો. રાતના પ્રાર્થના કરો, પરંતુ નિદ્રા પણ લ્યો. સ્ત્રી સંગ અને માંસ ભક્ષણ પણ નિયમ વિરૂદ્ધ નથી. "

એક સમય મકકામાં અકવા નામના એક પુરૂષે ભોજન માટે કેટલાક પુરૂષોને આમંત્રણ આપ્યું, મહમ્મદ (સ) ને પણ નિમંત્રણ આપ્યું હતું. જ્યારે સર્વ જાતજાતનાં ભોજન પીરસાઇ ગયાં, ત્યારે મહમ્મદે (સ) કહ્યું,—" અકવા! જેણે આપણ લોકો માટે આ સ્વાદિષ્ટ ભોજન ઉત્પન્ન કર્યું છે, તે ઇશ્વરનું નામ લે." મહમ્મદ (સ) ની આજ્ઞાથી અકવાએ 'ઇશ્વર' નું–ખુદાનું નામ ઉચ્ચાર્યું. આ પછી અકવાના ભાઇ અબીને કાને આ વાત ગઇ. એણે ગુસ્સામાં અકવાને ઘેર આવી કહ્યું—" શું તું પણ મહમ્મદ (સ) ના ધર્મને માનવા લાગ્યો?" અકવાએ કહ્યું,— " મેં તો એટલા માટે ઇશ્વરનું નામ લીધું, કે ભોજન માટે આમંત્રેલાંઓ ભોજન લીધા વિના ચાલ્યાં ન જાય. હું મહમ્મદ (સ) ના ધર્મને નથી માનતો " ત્યારે અબીએ કહ્યું—" તો, જ્યાંસુધી તું મહમ્મદ (સ) ના મુખ પર વિષ્ઠા ન નાખે ત્યાંસુધી હું તારૂં મોઢું પણ ન જોઇશ. " અકવા તેમ કરવા પ્રવૃત્ત થયો. મહમ્મદ (સ) એકાન્તમાં નમાઝ પઢી રહ્યા હતા. અકવાએ એમના મુખ પર વિષ્ટા નાખી! પરંતુ એઓનું હૃદય–મન–તો પરમાત્મામાં લીનજ રહ્યું.

એક બીજો પ્રસંગ પણ મહમ્મદ પયગંબર (સ)-ના જીવનનો જાણવા જેવો છે. એક પ્રસંગે એક બદ્ધ થએલી હરિણીની આંખોમાં જળ ભરાયેલ જોઇ મહમ્મદ (સ) ને એની હાર્દિક વેદનાનો અનુભવ થયો. શીકારી પાસેજ સૂતો હતો. મહમ્મદે (સ)

હરિણીનું બંધન છોડી મૂક્યુ. હરિણી નાચતી કુદતી પ્રસન્નતાથી જંગલમાં ચાલી ગઇ. શીકારી ઉઠયો, મહમ્મદ (સ) પર અતિ નારાજ થયો આ વખતે હરિણી દોડતી-દોડતી પોતાનાં બે નાનાં બચ્ચાઓની પાસે જઇ ઉભી રહી, આ જોઇ શીકારીનું હૃદય પીગળ્યું-એને ઈશ્વર પર શ્રદ્ધા ઉત્પન્ન થઇ !

બીજો પ્રસંગ મહમ્મદ પયગબર (સ) સાહેબની દયાનો નાનો પરંતુ સુંદર છે એક પ્રસંગે એક દાસી લાકડાનો ભારો લઇ રોતી રોતી ચાલી રહી હતી. મહમ્મદે (સ) એના રૂદનનું કારણ પૂછ્યુ-એણે કહ્યું-" હું બિમાર છુ, અને લાકડાં લાવતા મને ઘણુ મોડું થઇ ગયું છે, એથી મારો યાહુદી માલીક મને મારશે, અને મારામાં તો આગળ ડગલું પણ ચાલવાની શક્તિ નથી." મહમ્મદ (સ) સાહેબે એનો બોજો પોતાને માથે ઉંચકી લીધો, અને દાસીને એના માલીકના મકાન પર સુખથી પહોંચાડી ! આ નાનું દ્રષ્ટાંત પણ નાનુ છતાં મોટું નથી શુ ? કોણ કહેશે, કે મહમ્મદ (સ) એક અસાધારણ આદમી-પયગંબર-નથી ?



## તેરમું પ્રકરણ.



## —ધર્મનો વિસ્તાર.—



ઇમામના નાવ ઉપર પગભર થએલો મુસલમાન-ધર્મનો દિન પ્રતિદિન વિસ્તાર અધિક અને અધિક થવા

લાગ્યો. મહમ્મદ પયગમ્બર (સ) ના દેહ વિલય પછી અલી (ક) ને ખલીફ-ધર્મસ્રષ્ટા બનાવવા માટે એનાં સ્વજનો હાતમાને ઘેર એકત્ર થયા. બીજી બાજુ આયશા (ર) ને ત્યાં એના સ્વજનોએ એકત્ર થઇ અબુબક્કર (ર) ને ખલીફ નીમી દીધો. મહમ્મદ (સ) ના મૃત્યુના સમાચાર સાંભળી સતાઇ રહેલા દુશ્મનોએ ચારે દિશામાંથી માથું ઉંચક્યું, પરંતુ અબુબક્કરે (ર) તરતજ સર્વને દબાવી દીધા. અબુબક્કર (ર) ના સેનાપતિ વીર ખાલિદે ઇરાન દેશ જીતી રોમના બાદશાહ હરકલને એક બીજી લડાઇમાં પરસ્ત કર્યો. સવા બે વર્ષ રાજ્ય ચલાવી અબુબક્કર (ર) આ ફાની આલમનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યા પછી સન ૬૩૪ માં ઉમરને ખલિફા નિયત કરવામાં આવ્યો. એના વખતમાં સમસ્ત સીરીઆ, મુસલમાનોએ જીતી લીધું. એક લડાઇના અંતમાંજ પેલેસ્ટાઇન અને જેરૂસલેમનો પ્રદેશ પણ મુસલમાનોના હાથમાં આવી ગયો.

સન ૬૩૫ માં મુસલમાનોએ ઇરાન જીતી લીધુ, અને કેટલાક દેશવાસીઓએ મુસલમાન ધર્મની દિક્ષા લીધી. સન ૬૪૦ માં મિસર પણ મુસલમાનોને હાથ આવ્યું. ઉમરના રાજ્ય વખતમાં મુસલમાનોની વિજય-પતાકા ઓરૈન્ટીસથી અરબી સમુદ્ર અને કાસ્પિઅનથી નીલ-નદી સુધી ફરકવા લાગી. એવા મહાન રાજ્યનો સ્વામિ થવા છતાં પણ ઉમર કાચી માટીના બનાવેલા ઝુંપડામાં રહેતો, અને ભિખારીઓ સાથે બેસી ભોજન કરતો હતો. આ અસીમ ત્યાગે મુસલમાન જાતીને સર્વ શ્રેષ્ઠ બનાવી ! આ ત્યાગના ફળથીજ જોતજોતામાં મુસલમાન રાજ્ય સ્થાપિત થઇ ગયું.

ઇ. સન ૬૩૩ માં એક અગ્નિ પૂજક પારસી ગુલામે ઉમરની હત્યા કરી હવે ઉમરને સ્થાને ખલીફા તરીકે ઉસમાન

સ્થપાયો. એના સમયમાં મુસલમાનોનો પ્રતાપ વધુ વધ્યો. પશ્ચિમમાં જીબ્રાલ્ટર, દક્ષિણમાં ન્યુબિઆ, અને પૂર્વમાં ખુરાસાન સુધી મુસલમાન રાજ્ય ફેલાયું.

સન ૬૫૮ માં ૧૭ વર્ષની જુવાન વયે ઘાયલ થવાથી ઉસમાનનું મૃત્યુ થયું. એના પછી અલી ખલિફા નીમાયો, અબુસોફીઆનના પુત્ર માવિયાએ વિદ્રોહ કરી ન્યારો ઝંડો ફરકાવ્યો! અને દશ્માકમાં નવું રાજ્ય સ્થાપ્યું એ વંશ સન ૭૫૨ સુધી રાજ્ય કરી વિલય પામ્યો. એ વંશ વિલય પછી અબ્બાસ વંશે બગદાદ પર રાજ્ય કરવુ શરૂ કર્યું. માવિયા વંશમાંથી એક રહેમાન નામક વ્યક્તિએ સને ૭૫૬ માં સ્પેન જઇ પોતાનું રાજ્ય સ્થાપ્યુ. એ રાજ્ય સ્પેનમાં સને ૧૦૩૮ સુધી જાહોજલાલી પર રહ્યું.

સને ૬૬૦ માં એક હત્યારાની તલવારથી અલી (ક) ના પ્રાણ ગયા. એ પછી અલી (ક) નો પુત્ર હસન ખલીફા બન્યો. હસન બહુ શાંત પ્રકૃતિનો અને ધાર્મિક હતો. રાજ્યના ઝઘડા અને ખુનખરાબીથી એને બહુ ઘૃણા હતી. ૭ માસ રાજ્ય કર્યા બાદ માવિયાને રાજ્ય સોંપી એ ઈશ્વર ધ્યાનમાં પોતાનો કાળક્ષેપ કરવા લાગ્યો, પરંતુ અસંતોષી માવિયાને સંપુર્ણ હકક જોઇતો હતો. એણે ષડયંત્ર રચી હસનના પ્રાણ લીધા. સને ૬૭૯ માં માવિયા પછી એનો પુત્ર યજીદ ખલીફા થયો, પરંતુ મક્કા, મદીના અને કુફા નગરવાસીઓનાં ઉત્તેજનથી અલી (ક) ના બીજા બેટા હુસેને વિદ્રોહનો ઝુંડો ખડો કર્યો. હુસૈન મક્કા નગરથી યુફ્રેટીસ નદીના કિનારા પરના પોતાના બધુઓને મળવા જઇ રહ્યો હતો. રસ્તામાં યજીદે એના સત્તર સાથીઓ સાથે મારી નાખ્યો! આ ઘટનાથી સમસ્ત મુસલમાન જાતીમાં ખળભળાટ

મચીઃ રહ્યો. હુસૈનના મૃત દેહને કરબલા નામના સ્થાનમાં સમાધિસ્થ કરવામાં આવ્યો પહેલા વાલિદના રાજ્ય કાળમાં સન ૭૦૫ થી ૭૧૬ સુધી મુસલમાન રાજ્યનો વિસ્તાર ઘણોજ થઇ ગયો. ઉત્તરમાં ગેલેશિયા અને જાર્જિઆ, પુર્વમાં ક્યાસાગર અને સિંધુ નદી સુધી, પશ્ચિમમાં સ્પેન, અને દક્ષિણમાં ન્યુબીઆ સુધી મુસલમાની વાવટા ઉડવા લાગ્યો. મહમ્મદ (સ) ના રાજ્યની હદ એક સૈકામાં સિંધુ નદીથી આટલાંટિક મહાસાગર સુધી ફેલાઇ ગઇ. અબુજિયાફના સમયમાં પણ બગદાદ નગર ધન, જન અને વિદ્યાથી પરિપૂર્ણ થઇ ગયું. પણ અલિફ્ત્રેખાના મંશહુર પુત્ર હારૂન-અલ-રશીદના વંશજોના સમયમાંજ બગદાદની અવનતી શરૂ થઇ. એ વંશના છેલ્લા રાજાના સને ૧૧૪૫ માં તૂર્કીના બાદશાહના હાથે પ્રાણ ગયા, પરંતુ તૂર્કોએ મુસલમાનોથી પરાજીત થઇ મુસલમાની ધર્મ—ગ્રહણ કર્યો. એ સમયે તૂર્ક સમ્રાટને ખલીફાના શરિર રક્ષકનું પદ મળ્યું. સમયનો પ્રવાહ બદલાતાં તૂર્ક બાદશાહ ખલીફા ઉપર પણ હકુમત કરવા લાગ્યો. સને ૧૨૭૭ માં એક ઉસમાન નામક વ્યકિતને સુલતાનની પદવી આપવામાં આવી. સને ૧૩૨૫ માં એ વંશે વ્રસા નગરમાં પોતાની રાજધાની સ્થાપી, અને સમસ્ત એશિયામાઇનર પર અધિકાર મેળવી લીધો. સન ૧૩૫૫ માં પ્રથમ સુલેમાને યુરોપ પર આક્રમણ કર્યું, અને સન ૧૩૬૦ માં એણે એડ્રીયાનોપલ પર હુમલો કરી રાજધાની સ્થાપી, અને તરતજ અલવાનીઆ, મેસોડોનીઆ, તથા સર્વિયા પર અધિકાર સ્થાપન કર્યો.

૯. સન ૧૩૮૯ માં બોહેમીઆ અને હંગરીના રાજાઓને તૂર્કોને હાથે હાર મળી. ૧૦ સન ૧૪૫૩ માં મહમ્મદ બીજાએ

ઇસાઇ બાદશાહ કોન્સ્ટેન્ટાઇનને હરાવી કુસ્તુન્તુનિયા પર અધિકાર કરી લીધો. પછી ત્રણ વરસમાં મોરિયા, ઇમ્બ્રોસ, લસનિયા અને રેવિન્ડ્રેન્ડ પણ પોતાના અધિકારમાં લઇ લીધાં. આખા યુરોપ અને સમસ્ત એશિયામાં મુસલમાનોની જયઘોષ સંભળાવવા લાગી. યુરોપની બલવાલી રીઆસતો-સલ્તનતો પણ મુસલમાનોના નામથી થરથર કંપી જતી હતી મેલડોબીયા મુસલમાનોને કર આપવા લાગ્યું.

મુસલમાનોનાં દરિઆઇ વહાણોએ સારા ભૂમધ્ય સમુદ્ર પર કબજો કરી લીધો. ઇ૦ સ૦ ૧૬૦૦ સુધી મુસલમાની રાજ્ય દુનિયા ભરના સર્વ રાજ્યોમાં સર્વને મોખરે ઉભુ રહ્યું. સને ૧૫૨૬ માં અડધું હંગરી પણ મુસલમાનોના હાથમાં આવી ગયું. એ બધા ચિહ્નોથી એમ લાગતું હતું, કે સારા સમસ્ત યુરોપમાં મુસલમાનોનું રાજ્ય થઇ જશે. પરંતુ ૧૫૨૯ માં ઓસ્ટ્રીઆની રાજ્યધાની વિએનામાં જે સુલેહ થઇ તે સુલેહથી મુસલમાનોનો ગર્વ તૂટી ગયો. યુરોપ જીતી લેવાની મુસલમાનોની આશા ધુળમાં મળી ગઇ !

ઉપર જણાવી ગયા તેમ સને ૭૦૫ થી ૭૧૬ સુધી સિંધુ નદી સુધી મુસલમાનોનું રાજ્ય થઇ ચૂક્યું હતું, પરંતુ ૭૫૦ માં રજપુતોએ મુસલમાનોને પરાજીત કર્યા, અને તે પછી અઢીસો વર્ષ સુધી તો મુસલમાનો હિંદુસ્તાનમાં પગ પેસારો ન કરી શક્યા. ત્યારબાદ સબક્તગીન અને સુલતાન મહમ્મદ વીગેરે અન્ય અફઘાનોનાં ટોળેટોળાં હિંદમાં આવવા લાગ્યાં. ધીમેધીમે તમામ ઉત્તર હિંદુસ્તાન પર મુસલમાનોનું રાજ્ય થઇ ગયું. મુસલમાન-ધર્મ-પ્રચારકો ઉત્તર હિન્દ છોડી દક્ષિણ દ્વિપ, મલ્લાકા, જાવા,

ફીલીપાઇન, અને સિલવિસમાં ધર્મ પ્રચાર કરવા લાગ્યાં.

પશ્ચિમમાં સ્પેનથી તે પૂર્વમાં........મહાસાગરના દ્વીપો સુધી મુસલમાન-મુસલમાનજ દ્રષ્ટીગોચર થવા લાગ્યા.

મુસલમાન સામ્રાજ્ય ત્યાગ, કષ્ટ, સહિષ્ણુતા, અને વિશ્વાસના બળ ઉપર ખડું હતું. જ્યાંસુધી એમાં બળ રહ્યું, ત્યાંસુધી એની વૃદ્ધિ થએજ ચાલી, પરંતુ જ્યારે વિશ્વાસ કમ થયો, અને પ્રેમનું બંધન પણ ઢીલું પડયું, ત્યારે મુસલમાન રાજ્યની સાંકળો હાલવા લાગી. વિશ્વાસ અને પ્રેમ ઓછાં થતાંજ આંતર-કલહ વધી પડયો, એથી સ્પેન પર જે મુસલમાન રાજ્ય ચાલી રહ્યું હતું, તે નાબુદ થયું. યુરોપમાં જે મુસલમાની રાજ્યો હતાં, તે પણ ક્રમશઃ નાબુદ થતાં ચાલ્યાં.—સર્વિઆ, માંટિનીગ્રો, ઇટલી, યુનાન આદિ એક પછી એક યુરોપી રાજ્યો મુસલમાનોના હાથથી નીકળી ગયાં. હિંદુસ્તાનનું મહાન રાજ્ય પણ અંગ્રેજોના હાથમાં આવ્યું. એ બધો ઇતિહાસ તો હમારા વાંચકોને સુવિદીત છે, એમ માની હમો અત્રે તેનું પિષ્ટપેષણ કરવા નથી ઇચ્છતા. સને ૧૯૧૪ થી ૧૯૧૮ ની યુરોપની જે મહાન લડાઇ થઇ તેમાં અધિક હાનિ મુસલમાની રાજ્યને થઇ. સીરીઆ, અને બગદાદના ઇલાકાઓ અંગ્રેજોએ લઇ લીધા. મીસર મુસલમાનોના હાથથી ગયું, પેલેસ્ટાઇનનું પણ તેમજ થયું, અને કુસ્તુન્તુનીઆ પર સમસ્ત યુરોપની નજર પડી.

આ પ્રકારે વિશ્વાસની પ્રણાલી પર સ્થાપન થએલ મુસલમાન સામ્રાજ્ય મહમ્મદ (સ) ના સિદ્ધાંતો પર ચાલી આગળ વધ્યું, અને જે દિવસે એ ઉચ્ચ સિદ્ધાંતો ભુલાવા લાગ્યા—હાલવા

લાગ્યા, ત્યારથીજ મુસલમાનોની અવનતિ થઇ. જ્યાંસુધી મુસલમાનો ચૂસ્ત વિશ્વાસી અને ત્યાગી રહ્યા, ત્યાંસુધી સારી આલમ મુસલમાન નામથી કાંપતી હતી, પરંતુ જ્યારે તે સિદ્ધાંતોની માન્યતાઓ પર ચૂસ્ત આચરણો બંધ થવા લાગ્યાં, મહમ્મદ (સ) ના ત્યાગ મંત્રોને ભૂલી એ લોક એશઆરામ શોધવા લાગ્યા, ત્યારે—અરે તેજ દિવસથી એમની અવનતિની શરૂઆત થઇ.

પરમાત્માના પરમ ભક્ત મહમ્મદ પયગંબર (સ) ની વાણીની અક્ષય ધારા આજે પણ એજ વેગથી વહી રહી છે. સંસારના અઢાર કરોડ મનુષ્યો "અલ્લાહો અકબર" નો પોકાર કરી પરમાત્માનું–ખુદાનું ધ્યાન ધરે છે. આ ભારત દેશમાં પણ આજે સાત કરોડ નરનારીઓ એ મહાત્મા—મહમ્મદ પયગંબર (સ)—ના શિષ્યો છે, ભક્તો છેજ !

આજથી ૧૩૦૦ વર્ષ પર જે આગની ચીનગારી સળગી હતી, તે ચીનગારી ધગધગ ધગતી ધગની સંસાર વ્યાપિ થઇ ગઇ, અને અંધકારનો નાશ કર્યો. સરળ શ્રદ્ધામાં કેટલી શક્તિ છે, એનું પ્રત્યક્ષ પ્રમાણ મુસલમાન જાતિ છે.

વિશ્વાસના બળ ઉપરજ મુસલમાન મહા સામ્રાજ્ય સ્થાપિત થયું, અને એજ વિશ્વાસની મંદતાને સબબે હજારો ઉપાય છતાં રાજ્યની રક્ષા ન થઇ શકી. મુસલમાની તવારીખ તરફ ઇશારો કરી પરમાત્મા–ખુદા–એજ બતાવી રહી છે.

વિશ્વાસનું પરિપૂર્ણ પૂતળું–અવતાર–મહમ્મદ પયગંબરે (સ) પણ બતાવ્યું છે, કે એક માત્ર પરમાત્માજ મનુષ્યોને પૂજ્ય છે. પરમાત્મા સિવાય અન્ય પર શ્રદ્ધા ન રાખો. જ્યાંસુધી મુસલમાનોએ

આ મહા મંત્રને સ્મરણમાં રાખ્યો, ત્યાંસુધી એઓ પ્રગતિ કરતા ચાલ્યા, પરંતુ પરમાત્માની શ્રદ્ધાને સ્થાને જ્યારે એમણે પોતાની ભૂજાઓના બળનો—તલવારનો—ક્ષુદ્ર માનવશક્તિનો વિશ્વાસ કર્યો, ત્યારે એમનું પતન થયું.

સ્વદેશનાં દુઃખોથી દુઃખી થઈ મહમ્મદ પયગંબર (સ) પરમાત્માના—ખુદાના—દરવાજામાં ભીખારી બન્યા હતા. કોણ જાણે હવે ફરી એ વિશ્વાસ—શ્રદ્ધા—અને એ શક્તિ સંસારમાં પેદા થઈ મનુષ્યોને દુઃખથી ક્યારે દૂર કરશે?

# સમાપ્ત.

